# કાબા તિમિર ભાસ્કર

ઉર્ફે

# ખોજા ઈભલાણી વંશનું વૃત્તાંત

અને

## * વકીલ (પીર) ધાધુ.




રચનાર તથા પ્રગટ કરનાર




**વીરજી પ્રેમજી પારપીઆ.**

નં. ૪૯૮-૫૦૦ ખોજા મોહોલ્લા.

મુંબઈ, નં. ૩.





ઈ. સ. ૧૯૧૭. સંવત્ ૧૯૭૩ હી. સ. ૧૩૩૫




કિંમત ૦-૮-૦

---

* વકીલ એટલે પીરનાં તરફથી બોધ કરનાર અધિકારી.

# અર્પણ પત્રિકા.

---

**મારા પિતા તુલ્ય સસરાજી શેઠ રહીમભાઈ જેનુલઆબેદીન મુખી રહેમતલા. (રાઈ.) ***

આપ ધર્મચુસ્ત અને તનમન ધનથી કોમની સેવા કરવામાં એક્કા હતા, તેમજ પોતાના વડીલો–મુખી રહેમતલા (રાઇ) જેઓ દુનિયાની જાહોજલાલીનો ત્યાગ કરી પોતાના ઈમામોની ખીદમતમાં હાજર થઇ પોતાની જીંદગી ઇસમાઇલી ઇમામો, ઈમામ શાહ ખલીલલ્લાઅલી અને ઈમામ હસનઅલી શાહને અર્પણ કરનારના પગલે જીંદગી સુધી ચાલી પોતાના વડીલોના નામને અમર કરી શાંતિને પામ્યા છે. આપના હૃદયમાં ધૈર્ય, ઐાદાર્ય અને ગાંભીર્ય વગેરે સદ્ગુણોની સુગંધ પ્રસરી રહી હતી. તેથી મારા મોસાળ પક્ષના વૃત્તાંત સાથે આપ જેવા ભગત જનનું નામ જોડવાથી મજકુર પુસ્તક વિશેષ શોભા પામશે, એમ સમજી નિસ્વાર્થ વૃત્તિથી આ મારૂં મોસાળ પક્ષનું વૃત્તાંત નામે– “કાબા તિમિર ભાસ્કર ઉર્ફે ખોજા ઇલલાણી વંશનો વૃત્તાંત અને વકીલ (પીર) ધાધુ” નામનું લઘુ પુસ્તક આપ જેવા ભગત પુરૂષના શાંતિ પામેલા રૂહને માનસહિત અર્પણ કરૂં છું.

હું છું,

આપનો ફરજંદ

**વીરજી પ્રેમજી પારપીયા.**

---

* રાઇ—દેખરેખ રાખવી. હુકમ ચલાવવો. ઇમામ હસનઅલી શાહે, આ એ માનવંતો ખીતાબ મુખી રહેમતલાને આપ્યો હતો, તેથી તેઓ હિન્દુસ્થાનની ખોજા જમાત ઉપર દેખરેખ રાખતા હતા.

# ઉપોદ્‌ઘાત.



ખોજા કોમની ધાર્મિક માન્યતાનું સ્વરૂપ દેખાડવા મારા તરફથી "રીલીજીઅસ હીસ્ટરી ઑફ ખોજા" નામનું પુસ્તક બહાર પાડવાનું હતું; પરંતુ કેટલીક અણધારી અડચણોને લઈને તે પુસ્તક બહાર પાડી શકાયું નથી. તેના બદલે આ લઘુ પુસ્તક વાંચનારાઓની સેવામાં રજુ કરૂં છું, કે જે મજકુર તવારીખની એક રૂપરેખા છે. મજકુર પુસ્તકમાં મારા મોસાળ પક્ષનો જે વૃત્તાંત દાખલ કરવામાં આવ્યો છે, તે મારા નાનાની બ્હેન જેનાબાઇ પાસે મારા નાનાના પિત્રાઇ ભાઇ કામડીઆ જાફરભાઇ ધાલાણીએ સિંધી અક્ષરોમાં હાથે લખેલો હતો. તેની વિગત અમો આગળ ઉપર પ્રસંગે પ્રસંગે રજુ કરીશું, જેથી વાંચનારાઓને સ્પષ્ટ જણાઇ આવશે કે, નવા મુરીદોને શીયા ઇમામી ઇસમાઇલી પંથમાં દાખલ કરી તેમને ખ્વાજા (ખોજા) લકબ આપવામાં આવતો હતો. એ લકબ પીર સદરદ્દીને ઇસમાઇલી મજહબમાં પાકટ થયેલાઓ માટે આપ્યો હતો, જેની પેરવી તે મહાન્ ગુરૂના વફાત પછીના પીરો–વકીલો તેજ ધોરણપર ચાલેલા છે.

વકીલ ધાધુએ "ભલાને" કહ્યું હતું કે, "તમે લુહાણામાંથી ખોજા થાવ," તેમજ "તવારીખે પીર"ના કર્ત્તાએ પણ ખ્વાજા (ખોજા) લકબ નવા મુરીદોને પીર સદરદ્દીને આપેલો હતો, એમ સાબીત કર્યું છે. તેમજ સરકાર દરબારે–દરેક રીતે સાબીત થયું છે કે, ખોજા લકબ માત્ર પીર સદરદ્દીને ઇસમાઇલી ફિરકામાં દાખલ થનારાઓને આપેલો છે.

ખોજામાંથી કન્વર્ટ થયેલાઓ પોતા માટે જે ખોજા લકબ ખોજ-પાઇમાંથી નીકળી જવા છતાં વાપરે છે, તે ટટ્ટીના આડમાં શિકાર રમવા જેવું છે. હવે તેમને લાજમ છે કે, તે લકબ ધારણ કરવો જોઇએ નહિ. જેના માટે "અસ્લીયતે ખોજા" નામના પુસ્તકમાં તેનો સ્પષ્ટ ચિતાર આપેલો છે.

"રીલીજીઅસ હીસ્ટરી ઑફ ખોજા" નું લખાણ તૈયાર હોવા છતાં ન છપાણું તેમાં પણ કુદરતનો ભેદ હતો, એમ અમો માનીએ છીએ. જે વૃત્તાંત અમોએ હાલ પબ્લીકના સામે રજુ કર્યો છે, તે કામડીઆ જાફરભાઇ ધાલાણીએ લખી અંગતના સગા સંબંધીઓને આપેલો, પણ તેઓ છપાવી શકયા ન હતા. મજકુર વૃત્તાંત પબ્લીક સામે રજુ કરવાની તેમની તીવ્રઇચ્છા હતી, તે તેમના બોલો (અમારા વડીલોની થોડી યાદગારી) થી સિદ્ધ થાય છે.

પ્રબળ ઇચ્છાઓનો કદી પણ નાશ થતો નથી; તે કોઇ પણ રીતે પૂર્ણ થાય છે. કોઇ પોતાના મનમાં સવાલ કરશે કે કામડીઆ જાફર ધાલાણી ગુજરી ગયા ત્યારે તેમની ઇચ્છા કેમ પૂર્ણ થઇ? તેનાં જવાબમાં હાલ એટલુંજ કહીશું કે, સ્થૂલ પંચભૂતના બનેલા પુતળાંનો નાશ થયો છે, પણ તેની ઇચ્છાઓ સજીવન છે. એ વિષય ઘણો કઠણ છે, તેથી દરેકના ધ્યાનમાં ઉતરી શકે તેમ નથી. આ વિષય વિષે અત્યારે વધુ લખવું એ અસ્થાને છે.

મી૦ એદલજી ધનજી કાબાએ ખોજાઓનો અસલ ધર્મ ઇસમાઇલી છે, છતાં તેની વિશેષ ચોખવટની આશા હસદથી કીનો લેવા દેખાડેલી છે. ખોજાઓનો અસલ ધર્મ ઇસ્માઇલી છે, તે સૂર્યના જેમ રોશન છે. દુનિયાપર સૂર્યની હસ્તી છે, છતાં તેની વિશેષ ચોખવટની આશા રાખવાવાળા વાસ્તે દુનિયા કેવો મત બાંધશે, તે

તેઓએ વિચારવું જોઇએ. મી. કાબાની માંગણી મુજબ મજકુર વૃત્તાંતનું અવલોકન કરી, ઇસમાઇલી પીરો તથા વકીલો એ ખ્વાજા (ખોજા) નામ આપ્યા પહેલાં ઇસમાઇલી ધર્મનું શિક્ષણ આપી પછી મુરીદોને ખ્વાજા (ખોજા) નામ આપેલું છે તેમજ મી૦ કાબાને ખોજા જમાતે ન્યાત બહાર કાઢ્યા, તેમજ મી૦ કાબાએ પોતાના પુસ્તકનો રીવ્યુ પબ્લીક પાસેથી માંગ્યો, તે રીવ્યુ ઉપરથી તેમજ મી૦ કાબા ઇસના અસરીમાં વટલાયા પછી પાછા ઇસ-માઈલી પેટા શાખામાં તેમનું જોડાવું વગેરે દલીલો સાથે અમોએ પૂરવાર કરી બતાવ્યું છે કે, ખોજાઓનો અસલ ધર્મ ઇસમાઈલી છે. મેં આ હસ્ત લેખીત વૃત્તાંતને પુસ્તકના આકારમાં રજૂ કર્યો છે; પરંતુ મારે એટલું કહેવું જોઇએ કે, હું પુસ્તક કર્ત્તા નથી. તેવો ડૉળ ઘાલી પુસ્તક કર્ત્તાઓમાં ખપવાની મારી ઇચ્છા નથી. આ સાથે મેં જે લખાણ રજૂ કરેલ છે, તેમાં કોઇ જગ્યાએ અશુદ્ધ હોય અથવા કાંઇ ભૂલચૂક જોવામાં આવે તો તે સુજ્ઞ વાંચકોએ દરગુજર કરવી એવી મારી વિનંતિ છે.

આ પુસ્તકના લખાણને મજબૂત બનાવવાને નીચેના સદ્‌ગૃસ્થોએ મદદ આપેલી છે. જુનાગઢના વારસ શેઠ હબીબભાઇ કાસમભાઇ ઇસમાલ, અમરેલીના વારસ શેઠ મામદભાઇ જીવા, શેઠ માવજીભાઇ હીરજી ઘીવાળા તથા જામનગરના કામડીઆ શેઠ જસાભાઇ સાજુ, તેઓનો-તેમજ આ પુસ્તકનું અપક્ષપાત રીતે વાંચન કરી જે જે ગૃહસ્થોએ યોગ્ય સૂચનાઓ કરેલી છે, તેમનો-આ પ્રસંગે હું ઉપકાર માનું છું.

આ પુસ્તકને જાહેરમાં લાવવા સારૂ અબ્દુલ હુસેન કરીમભાઈ રહીમભાઇ જેનુલઆબેદીન મુખી રહેમતલા (રાઇ) પોતાની તીવ્ર

ઇચ્છા મજકુર પુસ્તક પ્રગટ કરવા વારંવાર દેખાડતા હતા, જેથી તેમની સત્‌પંથ પ્રત્યેની લાગણી જોઇ ખુદા પાસે દુઆ ગુજારીએ છીએ કે, તેમના દાદાને પગલે ચાલી કોમની સેવા કરવા તેમને ખુદા લાંબી જીંદગી બખશે.

વીરજી પ્રેમજી પારપીઆ.

---

# અસલ પુસ્તકની પ્રસ્તાવના.

આ એભલાણી વંશની ચોપડી અસલ અમારા દાદા ઇભલે લખી હતી, જેમાં (૧) ભલો, (૨) લાખો, (૩) ખેતસી, (૪) ભાણુ, (૫) જીવો, અને ઇભલો એ મુજબ (૬) પેઢીએ તેમના પોતાના સમેતનું બ્યાન લખેલ તે પોતાના પચાસ વર્ષની વંશ સુધીનો ફારસીમાં એમજ ટુંકામાં લખેલ તેના જે દાદા ભાણુંના સ્વર્ગવાસ થાતાં, શ્રી કચ્છ દરબારે મુંઢા પાવીઆ વગેરનાં લાગા બાબ માફીનો લખત આપેલો. મજકુર લખત ગેરવલે જતાં પાવીઆ તે બાબ માંગવા લાગ્યા. તેને માટે આ આખા વંશની દશ પેઢી આ ખાકસાર ખોજા જાફર ધાલાણીએ લખી દરબારશ્રીના ખાતામાં હાજર કરી. તે બાબમાં લાગો અસલ મુજબ છોડાવ્યો. આ ચોપડી સંવત ૧૯૩૯ ના સાલનો એજન્સી (પોલીટીકલ એજન્ટ)માં રજુ કરી. વળી બાકી પાછળ વધારીને સંવત ૧૯૪૫ ના કારતક, તારીખ ૧૪ મુખી શ્રી ધાલા માણકાંણીના સ્વર્ગવાસ થયાં સુધી પુરી કરી છે. આ ફક્ત પોતાના અસલ વડીલોની થોડી યાદગારી છે તે લખી ભાઇઓને હદીઆ મોકલવા પુરી કરી છે. એમાં લખતાં ભૂલ હોય તો તે મેહેરબાનીની રાહે સુધારી વાંચશો.

જાફરભાઈ ધાલાણી.

---

# ખુદાની તારીફ.



બિસ મિલ્લાહ્ના અર રહેમાન નીર રહીમ. હજારો તારીફો પરવરદીગારની બજાવવા બહુ કોશેશથી છે કે, તે ખાલેકે, ઇનસાનને એક મુઠી ખાકમાંથી બનાવ્યો ને શું શું તે પુતલાની અંદર અકલ અને ફેહેમ દાખલ કરેલી છે કે જેણેથી પુરી પેછાણત તેના હાથ આવી શકે છે; મગર તે મુશ્કિલ રાહે મારફતની કોઇ વીરલા, જેને પૂરી શોધ મળે છે તેનેજ હાથ લાગે છે. અને જે પૂરી હીદાયત દીનની, તેમાં દાખલ થયેલ અને કુરાને શરીફની મકસુદને સમજે છે, તે ખુબીથી હાંસલ કરે છે. તે દોસ્તી, પયગંબર બરહક હજરત મહુમદ મુસ્તફા સલ્લલાહ્ના અલેવ સલમ અને તેનાં વસી બરહક હજરત અમીરૂલ મોઓમેનીન મુરતઝાઅલી અને પંજેતન પાકની થકી, તરીકો મઆરેફતનો હાથ લાગે છે. જે હાથ આવતાં સર્વે મકસુદ સમજાય અને ગુનાહનો અંધકાર જીગર થકી બહાર પડે ને નુર ઇમાનનો દાખેલ થાય, ત્યારે આ ફાની દુનિયાનો કયો હમગમ બાકી રહે છે? આ મતલબ હાંસેલ થાતાં કરોડો શુકરાનાં બજાવી, તવહીદ ખાલેકની તમામ કરૂં છું.





મરહુમ શેઠ રહીમભાઈ જેનુલઆબેદીન સુખી, રહેમતલા (રાઇ).

સ્વર્ગવાસી થયા. તા. ૨૬ મી જુલાઇ ૧૯૧૨.

# વિજ્ઞપ્તિ.



મજકુર પુસ્તકમાં કુરાને શરીરની આયતો તથા હજરત રસુલ સ૦ અ૦ ની હદીસો અરબીમાં ન લખતાં, તેનો માત્ર તરજુમોજ લખેલો છે. જો વખત અનુકૂળ હતે તો ઉપલા લખાણ ઉપરાંત બીજી કેટલીક અગત્યની બાબતો જે સંક્ષેપમાં સમાવવી પડી છે તેને પણ વિસ્તાર-પૂર્વક વર્ણવી શકતે જેની ખાસ અગત્યના હતી. ઇન્શાઅલ્લા વખત અનુકૂળ થતાં જે પોઇન્ટો ટુંકાણમાં વર્ણવ્યા છે તે વિસ્તારપૂર્વક વિવેચન કરી અમારા સુજ્ઞ વાંચકોની સેવામાં રજું કરીશું.

મજકુર લખાણ જે ૮૮ પાનામાં સમાવવામાં આવેલું છે તે જો ઓછામાં ઓછા ૨૦૦ પાનામાં લખવામાં આવતે તો સમજણ પણ સારી રીતે મળી શકતે પણ આવા મોંઘવારીના વખતમાં અમારાથી તેમ કરવું બની શક્યું નથી. કારણ કે આ પુસ્તકમાં અમોએ ૬૦ રતલી સુપરરૉયલ ગ્લેજ કાગળ, સુંદર છપામણી, ફોટો, તથા પાકી બાઇન્ડીંગ કરેલી છે તે પુસ્તકનો ધંધો કરનાર આવી જુજ કીંમતમાં કરી શકે નહિં.

સાહિત્યના શોખીન ગૃહસ્થો પોતાનો યત્કિંચિત્ ઉદાર હાથ લંબાવે તો તેમની સાથે અમો પણ સામેલ થઇ અમારો યોગ્ય હીસ્સો તેમજ આત્મભોગ આપી ઉપર મુજબનું ૨૦૦ પાનાનું પુસ્તક પણ માત્ર આઠ આના જેવી નજીવી કીંમતે વેચી લાભ આપી શકીએ.

સુજ્ઞેષુ કિમ્ બહુના.

વીરજી પ્રેમજી પારપીઆ,

પુસ્તક કર્ત્તા.

# અનુક્રમણીકા.







# કાબા તિમિર ભાસ્કર

ઉર્ફે

# ખોજા ઈભલાણી વંશનું વૃત્તાંત

અને

# *વકીલ (પીર) ધાધુ.

## પ્રથમ દર્શન.

### દાદો ભલો નં. ૧.

સંવત્ ૧૬૧૦ની સાલે સિંધમાં, પીર ધીનુ, જે પીર ધાધ નામે હતા, જે ઘણા હુશિયાર હતા, તે દરખાનેથી વકીલની પાઘડી બાંધી આવ્યા. તેના ઉપર મુરીદોનો બહુજ ભાવ થયો ને તેમણે કેટલાએક મુરીદો વધાર્યા, જેના ઉપર દશોંધ સાથે પેટાંધ ઠેરાવી, જેમાં અમારો દાદો "ભલો" લોહાણામાંથી ખોજા થયા છે. ભલા દાદાને ઘરે ફરજંદ ન હતું, અને ભલો દાદો "ફતેભાગ ગુલામ હૈદરના ટંઢા" પાસે રહેતા, અને પીર ધાધુ પણ ત્યાંજ રહેતા. દાદે ભલે પીર ધાધુ પાસેથી ફરજંદની માંગણી કરી, પીર ધાધુએ ફરમાવ્યું કે, તમે લોહાણામાંથી ખોજા થાવ તો હું દુઆ કરૂં રબ દરબારમાં અને તમને ફરજંદ આવે. આ વાત દાદે ભલે કબૂલ રાખી.

---

* વકીલ એટલે પીરનાં તરફથી બોધ કરનાર અધિકારી.

પીરે રબની જનાબમાં એથી દુઆ માંગી, એટલે તેમને ફરજંદ થયો. તેનું નામ "લાખો" રાખ્યું, અને દાદો ભલો આપણા ખોજા ધર્મમાં આવ્યા, અને પીરે દાદા લાખાનું ચાલીશ દહાડે અકીકો ઇસ્લામી રીતે કરવાનો હુકમ ફરમાવ્યો, તે મુજબ અકીકો કર્યો અને તેના કાયદા શરીયતી મુજબ બજાવ્યા, યાને મોવાળા ઉતારી ચાંદી તેના વજને તોલી ખયરાત કરી ને બે ઘેટાની કુરબાની કરી, તે રસમ હજુ સુધી ચાલે છે. અમારા ઇભલાણી વંશના છોકરાના માથાના મોવાળા અવલ ભુજમાં પીર ધાધુની દરગાહે ઉતરે છે, અકીકાની રસમો ભૂલી ફકત મોવાળા ઉતારે છે, અને તેને મુનણું કહે છે. તે મુજબ હવે બીજા હજારો ખોજા બીજા પીરોપર બાળકોના મોવાળા ઉતરાવવાની માનતાઓ કરે છે. ફતેહભાગ માલેક " મામદ સુમરો " અને પીર ધાધુ બેઉ જણ વચ્ચે ઘણી અદાવત ચાલવા લાગી જેથી કરીને પીર ધાધુને ત્યાં રહેવું મુશ્કેલ લાગ્યું. આ વખતમાં શ્રી કચ્છ ભુજના મહારાજા " શ્રી ભારમલજી " ગાદીવાળા હતા. તે મુલકને આબાદ કરવા માટે ચારે તરફથી રૈયતને બોલાવતા હતા, તેથી દેશાવરોના લોકો ત્યાં આવીને વસતા, તેથી પીર ધાધુએ માહારાવ શ્રી ભારમલજી ભુજમાં આવી રહેવા માટે કાગળ લખી મોકલ્યો. આ કાગળ પહોંચતા દરબારશ્રીએ પીરને લખ્યું કે તમે આવો, અને તમારા મુરીદોનેબી તેડી આવો, અમે સર્વેને રહેવાની જગા આપીશું. તે કાગળ મહારાવશ્રીજીનું પહોંચતાં પીર ધાધુ પોતાનાં ચાળીસ આકાયું (કુટુંબો) મુરીદો સઘળા ( બાળ બચ્ચાંઓ સાથે ) જેમાં અમારો દાદો ભલો પણ હતા, તે સર્વે ભુજમાં આવ્યા. મહારાજાએ તેઓને ઘણુ માન આપ્યું અને રહેવાની જગ્યાઓ બક્ષીસ આપી. " સંવત ૧૬૪૩ "ના વૈશાખ માસમાં પીર ધાધુ પોતાના ચાલીસ આકાયુ સમેત ભુજમાં આવેલા, અને હાલ જ્યાં તેમની દરગાહ છે, ત્યાં આવી

ઉતારો કરેલો, દરબારશ્રીજી તેઓને માન આપવા તેમના પાસે પધાર્યા તે સમે તે વીતેલા વરસમાં કચ્છમાં દુષ્ટ કાળ હતો. વળી બ્રાહ્મણો ( જોશીઓ ) કહેતા કે સાત વરસ દુષ્ટ કાળ થશે. તે વિષે મહારાજાશ્રીને ચિન્તા થતી. દરબારશ્રીજીએ પીરના આગળ વરસાદ થવાની અરજ ગુજારી અને હાલ જ્યાં પીરનો રોજો છે, તે જગા પીરને બક્ષીસ આપી. અને અમારો દાદો ભલો હુશીઆર હતો તેથી તેમને દરબારશ્રીજીએ કોટના નીચે જ્યાં ધાવલશાહાનો કોઠો કહેવાય છે ત્યાં ઘણીક જગીન આપી જે તેના બાદ ઘણાં વરસો "ઇભલાણી ફળીઓ" કહેવાતો અને દાદા ભલાને હજૂર કારોબારની નોકરી આપી, ને તેમના ઉપર વકીલનું નામ રાખ્યું. પછી વૈશાખ વદ ૭ ને દિવસે પીર ધાધુ ચાલીસ દહાડાનો વજીફો સાધા બેઠા, દીનનો રોજો રાખતા અને રાત બંદગીમાં ગુજારતા એવી ક્રિયા કરવા લાગ્યા. "સંવત્ ૧૬૪૩" ના અશાડ શુદ બીજના પીરે દરબારશ્રીજીને ખયરાત કરવા કહ્યું, પહેલા ચાલીશ દહાડા ઘઉં રાંધેલાની ખયરાત કરતા, અને તેણે દિવસે પીરના હુકમ મુજબ ગોળના પુલાવોની દેગો રાંધી ખયરાત કરી. એવા ચાર દહાડા મોટી ખયરાત કરી, ત્યારે અશાડ શુદિ છઠને દીને ઘણો વરસાદ વરસ્યો. દરબારશ્રીજી ઘણા ખુશી થયા અને પીર ઉપર ઘણું હેત રાખ્યું. હજુર કોઠારથી મોટાં સીધાં ચાલુ કરાવ્યાં. ખોજાઓને દરબારશ્રીજીએ તેડાવીને ફરમાવ્યું કે, તમો શું માગો છો? ત્યારે તેઓમાં દાદો ભલો નામી હતા, તેમણે દરબારશ્રી આગળ અરજ કરી કે સાહેબ, આલા માયાજીને આપે કુલ મુસલમાનોના કબ્રસ્તાન માટે જમીન આપી પણ અમો ખોજા પોતાનું કબ્રસ્થાન જૂદું કરવા માંગીએ છીએ, તે કૃપા કરીને અપાવશો. આલાની કબ્રસ્થાનની ચુતર્દિશા, ઉગમણો ભણુ તરફનો રસ્તો, આથ-

મણો ખાવણાં વગેરે પાછળનો રસ્તો, ઉત્તરની તરફ પીર ધાધુનું મકાન અને તેનો રસ્તો દક્ષિણે ગામનો છેડો અને રાજગુરૂનું ફળીયું ખોજાઓને કબ્રસ્થાન તરીકે મળ્યું તેની ઉત્તર તરફની જમીન કુલ ખાલી થયેલી તે દરબારશ્રીજીએ ખેતરો સુદ્ધાં બક્ષીસ આપી. "પીર ધાધુ સંવત્ ૧૬૫૧ ના પોશ તા૦ ૨૦ મી ના સ્વર્ગવાસ થયા" અને દાદો ભલો સંવત્ ૧૬૬૩ માં સ્વર્ગવાસ થયા.

## દાદો લાખો નં. ૨.

દરબારશ્રીજીના હજુરમાં વકીલ થયા. "દાદો લાખો સંવત્ ૧૬૮૫ ની સાલમાં સ્વર્ગવાસ થયા." "સંવત્ ૧૬૮૮ ના સાલે મહારાવશ્રી પેલા ભારમલજી સ્વર્ગવાસ થયા"

## દાદો ખેતસી નં. ૩.

દાદા ખેતસી દાદા લાખાના ફરજંદ હતા, તેઓ મહારાવશ્રી તમાચીજીની હજુરમાં વકીલાત કરતા હતા. રાયોશ્રી તમાચીજી સંવત્ ૧૭૨૨ ની સાલમાં સ્વર્ગવાસ થયા, અને દાદો ખેતસી સંવત્ ૧૭૪૩ ની સાલે સ્વર્ગવાસ થયા તે વખતે મહારાવશ્રી પહેલા રાઇધણજી તખ્તે આવ્યા અને તે વખતે કિલ્લા બાંધવાની તજવીજ કચ્છમાં થતી હતી, "ગામગઢ તથા "ભુખીયાના ગઢ."

## દાદો ભાણો નં. ૪.

દાદા ખેતસીના ફરજંદ દાદો ભાણો હતા. તેઓ મહારાજશ્રી પહેલા રાઇધણજીની હજુરમાં વકીલ હતા, એ સમે રાજનો દેખાવ અને મુલકનો દેખાવ ઘણો સારો હતો. કિલ્લા ગામગઢનો તથા ભુખીયાનો અને દરબારી રહેઠાણનાં સર્વે કામો ચાલુ હતાં અને કિલ્લા સારી રીતે તૈયાર થયા હતા. (વળી મહારાવ પહેલા પરાગમલજીના વખતમાં વધારે સુધારો થયો.) તે વખતે દિલ્લી શહેરના બાદશાહ

જહાંગીર વખ્તે હતા. મહારાવશ્રી ખેંગારજીએ અમદાવાદના નવાબ મહમદ બેગડા સાથે મળી દિલ્લીના બાદશાહ આગળ તેની છ આની બક્ષીસ કરાવી, અને કચ્છના મહારાજાને મક્કા શરીફના હાજી હજ જાનારને રસ્તા ખરચ ખાધાનો તથા હજુરી વહાણુ, જીદા શરીફ સુધી પહોંચતા કરવાનો અથવા એ મુજબ ઠરાવ કરેલ હતો. જ્યારે પાછળથી કોઇ ઉમરાવે સલાહ આપી કે કચ્છ દેશની છ આની લેવી જોઇએ અને તે મુલક હાલ ખુબ સુધરી આવ્યો છે. બાદશાહે મહારાવશ્રીને છ આની આપવાનો હુકમ લખ્યો. ત્યારે દરબારશ્રીજી એ હુકમને તાબે થયા નહિ. બલ્કે જવાબ પણ આપ્યો નહિ. તેથી બાદશાહને ગુસ્સો થયો. તેણે પોતાના સેપાહ-સાલાર મોજમબેગ સાથે ચાલીસ હજાર લશ્કર આપીને કચ્છ મુલક ઉપર ચડાઇ મોકલી. આ લશ્કર ભુજથી પાંચ ગાઉ (કોશ) ઉપર પાધરે આવીને ઉતર્યું ને દરબારશ્રીને કહેવરાવી મોકલ્યું કે, દેશની છ આની અને આ લશ્કરનો ખર્ચ આપો, નહિ તો લડાઇ કરવા આવો. તે વખતમાં મહારાવશ્રીની હજુરમાં પીરશાહા ભુરાધ ઉમ-રાવ હતા અને વકીલ ચાર હતા તેમાં દાદો ભાણુ પણ હતા. પીરશાહા ભુરાધ મોજમબેગ પાસે ગયા ને તેને અસલી ઠરાવ થયેલો સમજાવ્યો કે, કચ્છની રાજ્યને છ આની માફ છે, તેનો પરવાનો ખુદ દિલ્લીનો મળેલો છે તેની નકલ મોજમબેગને બતાવી. પણ તે અમદા-વાદના નવ્વાબ મહમદ બેગડે કરાવેલી ત્યારે મોજમબેગે બે વાત માંગી. એક તો એ કે, આ લશ્કરનો ખર્ચ આપો. બીજું તમારો એક માણુસ મોકલી અમદાવાદના સરકારી દફતરમાંથી સનદ કઢાવી આપો, જે સનદથી દિલ્લીમાંના દફતરથી મળી આવે, તેનો નવો પરવાનો લ્યો. એ બે વાતો કચ્છના વકીલે કબુલ રાખી, અને તેને દરબારશ્રીજીએ પણ મંજુર રાખી, ને દરબારશ્રીજીએ મજકુર કામ

કરવા માટે દાદા ભાનુ વકીલને મોજમબેગની સાથે આપ્યો અને ખજાનામાં પૈસા ન હોવાનું બતાવી લશ્કરના ખર્ચના પૈસાનાં કાંધાં ઠરાવ્યાં. એ કાંધાં ભર્યા બાદ ભાણુ વકીલને નવો પરવાનો મળે, એ મુજબ ઠરાવ કરી રવાના કર્યો. ભાનું વકીલ અમદાવાદ ગયા ત્યાંથી સનદ કઢાવીને બાદશાહને દીલ્હી પહોંચાડી, પણ ખર્ચના જે કાંધાં ઠરાવેલ તેને મોકલવાની ઘણી ઢીલ થઇ, તેથી દાદો ભાનું વકીલ ત્યાં ઘણો વખત રોકાઇ રહ્યા. ત્યાં તેમની તબીયત ખરાબ થઇ ગઇ અને "સંવત ૧૭૭૧"ની સાલમાં દિલ્હીમાં સ્વર્ગવાસ થયા. તે ખબર ભુજમાં આવતાં "દાદા જીવાએ" તેમના ફાતીયાખાનીનો પડછો નાંખ્યો, લોકો ફાતીયા પઢવા આવ્યા, મહારાજશ્રી પહેલા ગોણજી પણ પડછા ઉપર બેસવા પધાર્યા દાદા જીવાને ઘણી દીલદારીઉ આપી, અને દાદા ભાણુના સુધારેલાં કામ તેની બહુ ખુશી સાથે તારીફ કરતાં, અને તેમના મોતની દિલગીરી દેખાડી અને દાદા જીવાને કહ્યું કે, વકીલ ભાણુનાં દશમે દહાડે આખા ગામનું દુઆબંધ સગરો જમણુ કરો, તેનો ખરચ હજુર ત્રીજોરીથી આપીશું, અને તમોને બક્ષીસ આપશું, અને વકીલ ભાણુના નામનો પરવાનો આપીશું, હજુરથી; એમ ફરમાવીને દરબારશ્રીજીએ દાદા જીવાની પીઠ થાપી, અને ત્યાંથી ઉઠયા. બીજે દિવસે ઘણા મોટા બુજરગો જ્યારતમાં આવ્યા, તેમાં આગા સાહેબના વકીલ બાવા ઈસલામદીન જે પીર દાદુના પૌત્રા હતા, તે પણ પધાર્યા, બાવા સાહેબ પાસે દાદા જીવાએ દરબાર શ્રીજીએ જે નવાજીસ વિષે સર્વે વાત વકીલ સલામદીન પાસે કહી અને સલાહ લીધી, કે દરબારશ્રીજી પાસે શું માંગવું, ત્યારે બાવા ઇસલામ દીને ફરમાવ્યું, કે તમને પૈસા અને જાગીરની કશી પરવા નથી, તેથી આખી ન્યાતને ફાયદો આપવો જોઇએ. એક તો પાવીઆ અને સુઢાંઓનો કર ન્યાત ઉપરથી ઉતરાવી નાંખવો, અને બીજું નાવારસ

મરનારની મીલકત ન્યાતને અપાવવી. મજકુર મીલકત તેના અગાઉ દરબારની તીજોરીમાં ખેરાત ખાતામાં દાખલ થાતી, આ સલાહ બાવા ઇસલામદીનની દાદા જીવાને પસંદ લાગી, દસમાંના દહાડે પરોજળનું કામ ઉકલાવ્યા બાદ અગીઆરમે દહાડે, દાદા જીવા દરબારશ્રીજીની સલામે ગયા, અને ગોઠવેલ બે વાતોની માંગણી કરી. ત્યારે દરબારશ્રીજીએ નાવારસની મિલકત ન્યાતને બક્ષીસ આપી, અને તેનો પરવાનો ન્યાતના નામે લખી આપ્યો, અને પાવીઆ તથા મુંઢાનો લાગો ફકત દાદા જીવાના વંશને માફી કરવાનો પરવાનો આપ્યો. દાદા જીવાએ પોતાના ચાર માસના ફરજંદ ઇભલાને નામે પરવાનો છાપો હજુરથી લખાવી લીધો અને ઘરે આવ્યા.

## દાદો જીવો નં. ૫.

દાદા ભાણુના સ્વર્ગવાસ થયા પછી, દાદો જીવો દરબારશ્રીજીના પાસે વકીલ હતા, તેઓ ઘણો સારો કારોબાર ચલાવતા હતા. મહારાવશ્રી પહેલા ગોરમલજી "સંવત્ ૧૭૭૫ ની સાલમાં સ્વર્ગવાસ થયા" ત્યાર પછી મહારાવશ્રી પહેલા ડોસલજી ટીલે બેઠા તે 'સંવત્ ૧૮૦૮ માં સ્વર્ગવાસ થયા" ને તેજ સાલમાં દાદા જીવો પણ સ્વર્ગવાસ થયા. દાદા જીવાને એક ફરજંદ ઇભલો નામે હતો.

## દાદો ઇભલો નં ૬.

દાદા ઇભલાએ ફારસીનો તથા ઉર્દુનો ઘણો સારો અભ્યાસ કરેલો હતો તેઓ ઘણાજ હુશિયાર હતા. તેઓ જૂની કીતાબો મૂકી ગયેલા તે હજુ સુધી મોજુદ છે. ઇલમ હાજરાત તથા રમલે જફર સુધ્ધામાં ઘણાજ કાબેલ હતા. ઘણા બીમારોને દવા આપી સારૂં કરતા ઘણાને જીન ભૂતનો વળગાડ થતો, તે કાઢતા; તેથી

તેમણે બહુ નામ મેળવ્યું, જે નામ હજુ સુધી અમારા વંશનું ઈભલાણી ચાલે છે. આ વખતમાં મહારાજશ્રી લખપતજી ટીલે હતા, તેમની પાસે લોહાણા કારભારી થયા, તેથી દાદે ઇભલે દરબાર શ્રીજીના હજુરમાં રાજીનામું આપ્યું, ને વકીલાત છોડી દીધી. અને ઇભલાણી ફળીયાના અગ્નિ ખૂણે રસ્તો છોડીને પંચાણજી ઠાકોરના જગ્યાના આથમણી ખાલી જમીન દરબારશ્રીજીએ બક્ષીસ આપેલી હતી તેમાં અરધીમાં એક હાટ* ચલાવી અને બાકીની જમીન પીર દાવલશાહને મકાન કરવા દાદે ઇભલે પીરને બક્ષીસ આપી. મજકુર દુકાનમાં દાદો ઇભલો પોતાની બેઠક કરી, તેમાં દવાઓની કીતાબો વગેરે રાખી બેઠા. હજારો મરીજોને દવાથી ફાયદો કરતા જીન, ભૂત, લગત, તેને ઇલમથી તેના જીવનો, સેસો† મટાડતા. દાદે ઇભલે વકીલાત છોડવા બાદ દરબારમાં ખટપટ ચાલવા માંડી. લોહાણાઓ બહુ જોર પર ચડી ગયા. "સંવત્ ૧૮૧૭" માં મહારાવશ્રી લખપતજી સ્વર્ગવાસ થયા પછી મહારાવશ્રી બીજા ગોણજી ટીલે બેઠા. આ વખતમાં લોહાણો પુંજો શેઠ સિંધ ગયા. જે ત્યાંથી ગુલામશાહ કલોણાનું લશ્કર લાવ્યા ત્યારે જારાદુગરમાં લડાઇ થઈ, મહારાવશ્રી બીજા ગોણમલજી "સંવત્ ૧૮૩૫" માં સ્વર્ગવાસી થયા તેની બાદ મહારાવશ્રી બીજા રાઈધણજી ટીલે બેઠા. આ વખતમાં સિંધીઓનું જોર હતું. તે વખતનો રાજ્યનો કારભાર ઘણોજ અંધેર ચાલતો હતો. દાદા ઇભલાના પાંચ ફરજંદો હતા. તેઓનાં નામ, (૧) ચાગલો, (૨) તેજસી, (૩) બીજલ, (૪) હમીર, (૫) પૂંજો. દાદો ઇભલો સંવત્ ૧૮૪૦ માં સ્વર્ગવાસ થયા.

---

* હાટ–દુકાન. † સેસો–વહેમ.

## દાદો ચાગલો નં. ૭

દાદો ચાગલો વૈદક થોડું જાણતા તોપણ દાદા ઈભલાણીની જમાવેલી દુકાન ચલાવતા, તેને તેમના ભાઈ તેજસી ઘણી મદદ આપતા, તેજસી પોતે દાણા વગેરેનો વેપાર કરતા. બીજલનો છોકરો ડોસુને દરબારશ્રીજીના સીપાઈની નોકરી મળી, અને બીજલ પોતે કાપડ વણવાનો ધંધો કરતા, તેઓને દાદા ચાગલાણી સાથે પ્રીતિ ન હતી, અને પુંજો મજુરી કરતો. એ બન્ને ભાઈઓ જૂદા રહેતા. દાદો ચાગલો અને દાદો તેજસી સાથે રહેતા. હમીર પણ કાપડ વણવાનો ધંધો કરતો અને વખતો વખત રાજ્યદરબારમાં મુકાદમીનું પણ કામ કરતા. તે એકલા રહેતા. ઈભલાણી ફળીયામાં પીર ધાવલશાહના કોઠા હેઠલ હતો, દાદો ચાગલો સંવત ૧૮૭૦ માં સ્વર્ગવાસી થયા.

## દાદો માણક, નં. ૮

દાદા ચાગલાને બે છોકરા હતા. (૧) માણક, (૨) અલુ. તે બન્ને સાથે રહેતા. "દાદા તેજસીનો છોકરો અલારખીયા" મુંબઈ તરફ આવ જાવ કરવા લાગ્યા અને મુંબઈમાં રોજગારમાં લાગ્યા. દાદા માણકનો એકજ ફરજંદ હતો, "મુખી ધાલા" તેવણ રોજગાર તરફ ધ્યાન ન આપતા, તેથી ઘરમાં પૈસાનો ઘટાડો અને તંગ હાલત થવા લાગી. તેઓ તાણા, સુતર (કાપડ વણવાનો) રોજગાર કરતા. દાદો માણક બહુ ડાહ્યા હતા, તેથી જમાતે તેઓને કામડીઆ બેસાડયા અને ન્યાતના કારભારમાં મુખ્ય હતા. તે વખતમાં ન્યાતના ઉપરી વકીલ "બાવા ખીદરખાન" હતા. સંવત્ ૧૮૭૦ ની સાલમાં મહારાવશ્રી રાઇધણજી સ્વર્ગવાસ થયા અને સંવત્ ૧૮૭૪ ની સાલે "ઇસ્ટ ઇન્ડિયા" કંપનીએ કચ્છ મુલક ઉપર અમલ કર્યો તે વખતે "મહારાવશ્રી બીજા ભારમલજી" ટીલે હતા. અને દરબારી કારોબાર

ઉપર પહેલી એજન્સી નીમવામાં આવી. "સંવત્ ૧૮૭૫" અને સંવત ૧૮૭૬ ના જેઠ વદ ૮ ના દિને સાંજના સાત વાગે કચ્છ મુલકમાં મોટો ધરતીકંપ થયો, જેને હજુ સુધી લોકો ધરોઠ કરીને કહે છે. 'સંવત્ ૧૮૮૧ ની" સાલે ખોજા ન્યાતમાં તકરાર ઉઠી, ને વકીલ બાવા ખીદરખાનથી જૂદા પડી ગયા. ઘણા લોકોના જમાવ અને એક બીજાના મતો મેળવીને આખા કચ્છના ખોજાઓ એક તરફ થયા, બાવા સાથે જૂજ લોકો રહ્યા. દાદો માણક અસલ વફાદારીથી બાવા સાથે રહ્યો, તેથી આખી ન્યાતના સાથે અદાવત ચાલી, તે વખતે ન્યાતના પ્રખ્યાત લોકો દરબારી કારોબારમાં હતા અને એજન્સીના મોટા મેમ્બર મહેતા લખમીદાસ સાથે મીલનસારી રાખતા તેથી તે લોકોએ ઇભલાણી ફળીયું દરબારશ્રીજીના સ્વાધીન કરાવવું, એવો વિચાર મહેતા લખમીદાસને આપ્યો. મહેતાજીને તો એમજ ગમતું. તેણે અમારૂં ફળીયું જેમાં સોળ ઘર ભાયાતોના પોતાના સમેત દરબારી જોરથી છીનવી, તેની કિંમતનાં નાણાં દરબારશ્રીજીના ખાતે માંડી, પોતે પસાર કરી ગયા, આ મોટી ગાસ* દાદા માણકને લાગી વળી વિરૂદ્ધ થયેલા ન્યાતીલાઓએ પીર ધાધુની જગ્યા માંહેલી કેટલીક જમીન મુસલમાનોના કબ્રસ્થાનમાં દાખલ કરવા ગોઠવણ ચલાવી, મુસલમાનોએ પોતાને કબજે કરવા માંડી, ત્યારે બાવા ઉમેદઅલી બ્રિટિશ સરકારી કાયદા કાંઇક જાણુતા હતા, તેણે પોતાના દસ્તાવેજો, એજન્સીમાં ફરીયાદી સાથે દાખલ કર્યા, અને પોતાની હદ કબજે લીધી. પણ ઇભલાણી ફળીયું છીનવીને તેનાં નાણાં પસાર થયાં હતા. તે બાબતમાં, બાવે કાંઇપણ પોતાના તરફદાર દાદા માણુક કામડીઆ એજન્સીના કાયદાથી અણુવાકેફ, તેમને મદદ આપી નહિ, જો કે બાવા અમારી વડીલોને આટલી મદદ કરતે

---

* ગાસ-ખોટ.

તો તે જગ્યાના નાણાં મહેતા લખમીદાસ પસાર કરી શકતે નહિં પણ બાવાની એવકુફાઇથી નાણાં પસાર થયાં, "સંવત્ ૧૮૯૦" ની સાલમાં જયારે એજન્સી નામદાર ઇસ્ટ ઇન્ડિયા કંપનીની ઉઠાવીને મહારાવશ્રી દેસલજીને ટીલો સોંપવા ફરમાવ્યું, ત્યારે બાવો ઉમેદઅલી દરબારશ્રીજી પાસે ખાસ કારભારી થયા. પોતાના દરબારી જોરથી આખા કચ્છની ખોજા જમાતોને પોતાને તાબે કરી. બાવા મજકુર મુકદમો ન્યાત સંબંધીનો જીત્યા. આઠ વરસમાં તેમણે જે જમણ કરેલ તેનાં પોતાનાં જમણ હક સંભાળી લીધા. પોતાના તરફદારોના હકનો નાશ થયો હતો તેના પર કશું ધ્યાન આપ્યું નહિ, તેથી દાદા માણક કામડીઆનું દિલ તેમના તરફથી નારાજ થવા માંડયું, પણ અક્કલ અને વફાદારીથી કોઇને કાંઇપણ પોતાને નુકસાન થયું છે તેવું કશું જણાવા દીધું નહિ. "સંવત ૧૮૯૪" માં ઇમામ આગાશાહ હસનઅલી સિંધથી કચ્છ પધાર્યા, પછી સિંધથી પોતાના ભત્રીજા આગા મહમદ જાફરખાનને કચ્છ મોકલ્યા, તેમની સાથે બાવાએ સલુક ન રાખ્યો, ત્યારે આગા મહમદ જાફરખાને કંપની સરકારમાં દાવો માંડયો. મજકુર કામમાં બાવાએ આગા મહમદ જાફરખાનને દરબારી જોર દેખાડયું, પણ આગા સાહેબ શાહ હસનઅલી શાહ દાતારે કલકત્તાના લૉર્ડનો હુકમ કચ્છના પોલીટીકલ એજન્ટ ઉપર મોકલ્યો, તેના હુકમથી વકીલાતી દફતર લેવાણાં ને શીરજોરીના લીધે બાવાને મૂકી દેવામાં આવ્યો, અને દાદા માણક કામડીઆએ બાવાની તરફદારી મૂકી દીધી, અને આગાખાન સાહેબનો હુકમ કબૂલ રાખ્યો તે વખતે વકીલી કારોબાર ખોજાઓને સોંપવામાં આવ્યો. બાવા ઉમેદઅલીને, મૌલાના ઇમામ આગાખાન સાહેબે બાવાને જે વકીલાત આપી હતી તે રદ કરી અને તેઓ (ધણી) આગા સાહેબના મનથી ઉતરી ગયા, બાકી તેઓના ભત્રીજા વગેરે હતા, તેઓ આગાશાહ

હસનઅલીની હુજુરમાં રહેતા, મગર ખોજાઓની પેદાશની વકીલાત કુલ કામડીઆ કરતા, દાદા માણુક કામડીઆ સંવત્ ૧૯૦૬" ના ચૈત્ર શુદ બીજના દિને સ્વર્ગવાસી થયા. તેઓ બીમાર ન હતા. રસ્તે ચાલતાં પડી ગયા અને ત્રીજે દિવસે સ્વર્ગવાસી થયા.

"ધાલા શ્રી"

દાદા માણુક કામડીઆના ફરજંદ, પુજયશ્રી ધાલા થોડી મુદત કેરા ગામમાં કામડીઆ હતા. પાછળથી તે કારોબાર તેમને પસંદ ન આવવાથી મૂકી દીધો, તે વખતે દાદા અલારખીઆ અને કાકા ભારમલ કામડીઆ મુંબઇમાં હતા, તેઓ લોઢાંની દુકાન બનાવી બેઠા. મજકુર દુકાન મુંબઈની ક્રાફર્ડ મારકેટ નજદીક હજી સુધી પ્યારા બીરાદર મુરબ્બીજી અલાદીનભાઇ ભારમલભાઇ ચલાવે છે, અને લોઢાનો સામાન વેચે છે, પુજયશ્રી ધાલાના ત્રણુ દીકરા (૧) રહીમ, (૨) હીરજી, (૩) જાફર, મજકુર પુસ્તકના લેખક, તેમાં રહીમભાઇ જંગબારમાં રહે છે. રહીમભાઇ સંવત્ ૧૯૨૨ ના આસો શુદ ૧૨ ના દિને જંગબારમાં સ્વર્ગવાસી થયા. આ ખાખસાર ભુજમાં રહે છે. કાકા ભારમલ કામડીઆના બે ફરજંદ (૧) નુરમામદભાઇ, (૨) અલાદીનભાઇ, હતા. નુરમામદભાઇની લોઢાની દુકાન પણુ તેજ મકાનમાં છે, જે હાલ પ્યાર ફાજલભાઈ ચલાવે છે. કાકા ભારમલ કાપડીઆ અમારા ઉપર ઘણુાજ પ્યાર રાખતા. અમારા પુજયશ્રીને સગા ભાઈ કરતાં વધારે ચહાતા. હમેશાં કાગળો લખતા ને સારસંભાળ રાખતા, ને પત્રો મુરબ્બીજી અલાદીનભાઇ પોતાના હાથે ચાહેનાથી લખતા. તેઓ મુરબ્બીજી અલાદીનભાઇએ હજુ સુધી એવીજ પ્રીત રાખી છે. સગા ભાઇથી વધુ પ્યાર રાખે છે, તેવોજ પ્યાર ફાજલભાઇ રાખે છે. અલા તાલા બેઉના દીલોની મકસદ હાંસલ કરે, એવી આત્માની ચાહના

રાખું છું. આ દુનિયા ફાની બેવફા અને બેબકા છે. જેમ સ્વપ્ન જોઇ પુરૂં કરવાનું છે, બલ્કે અધૂરૂં પણ રહે. અફસોસ! આ રસ્તે કાકા ભારમલ ઠામડીઆ આ ફાની દુનિયા છોડીને સધાવ્યા. સંવત્ ૧૯૪૪ના કારતક શુદિ ૫ ના દિને શ્રી મુંબઇમાં સ્વર્ગવાસ થયા. તેઓની તુરબત પીર મામદશાહની દરગાવાળા કબ્રસ્થાનમાં ચણેલી* છે. તેઓના બાદ ફાતીયા, વાયજ, મજલસ વગેરે અને આખી ન્યાતનું જમણુ અને તેઓની લાયકી અને અમો ઇભલાણીની રીત મુજબ મોટી કોશેષ સાથે મુરબ્બીજી, અલાદીનભાઇ ભારમલે કર્યું અને બારે માસની ક્રીયા પૂરેપૂરી બજાવી. ભારમલ કાકાના ગુજર્યા બાદ નવમે માસે "સંવત્ ૧૯૪૪" ના અને કચ્છી "સંવત્ ૧૯૪૫" ના શ્રાવણ શુદિ ૧૩ ને રવિવાર સવારના કલાક (૧૧ાા) વાગે ભારમલ કાકાના મોટા ફરજંદ નુરમામદભાઇ સ્વર્ગવાસ થયા. તેઓ હાફીજ કુરાને મજીદના હતા. પુજ્યશ્રી ધાલા માંણુકાણીની ઉમર વરસ ૮૦ ની હતી. તેઓ પોતાના કાકાઇ ભાઇ ઠામડીઆ ભારમલ કાકાને ઘણાજ યાદ કરતા. તેઓ સંવત્ ૧૯૪૫ના કારતક શુદી ૭ ના દિવસે સીક થયા અને શુદ ૧૫ ને સોમવારના રાત્રે ૧૧ા કલાકે આ ફાની દુનિયા મૂકી સ્વર્ગવાસી થયા. તેઓના જનાજા સાથે જમાતની મોટી સંખ્યા હતી. તેઓને પીર ધાધુની જગ્યાની ઉત્તરાધી ડેલી આગળ દાદા માણુક તથા દાદી વીરબાઇની તુરબતના સેરાધીએ અને પૌત્રી સકીનાબાઇની તુરબતના જોડે દફન કર્યા. તેઓના ફાતીયા પઢવા ઘણા બુજરગો, આલમો આવેલા, રીજમીટના ડાકટર કાજી અબદુલ હમીદની સાથે તેઓના મામા સૈયદ નીજામુદ્દીન વલદ ઇમામુદ્દીન, ગોધરા ગામવાળા આવેલા હતા. તેઓએ દિલગીરી બતાવી અને આ નીચેની અબીઆત ફરમાવી. (આ અબીઆતો ફારસીમાં હોવાથી અહિં આપી નથી.)

---

* ચણેલી–બાંધેલી.

આએ ખાખ સારે પોતાના વાલીદ બુજરગવારનાં રૂહુના સવાબમાં કુરાને મજીદ ખતમ કરી ફારસી જબાનમાં અબીઆત કહેલી છે. આએ ફાની દુનિયામાં આવી કોઇ કાયમ રહેતો નથી. એક જાત બારેતાલાની કાયમ છે; બંદાને નેકી કરવી અને ખાલેકની ઇબાદત કરવી. આએ ચોપડી તમામ કરી છે.

જાફર ધાલાણી.

---

## મરહુમ કામડીઆ જાફરભાઈ ધાલાણી.

મરહુમ જાફરભાઇ મારા નાનાના પિત્રાઇ ભાઇ થતા હતા. મરહુમે મજકુર વૃત્તાંત પોતાના હૈયાતી દરમ્યાન સંવત્ ૧૯૩૯ ની સાલમાં કચ્છ રાજય તથા કચ્છ પોલીટીકલ એજન્ટની ઑફીસમાં રજુ કર્યો હતો, તેનું કારણ તેમના લખાણમાં આવી ગયું છે. વળી મરહુમે સંવત્ ૧૯૪૫ની સાલમાં મજકુર વૃત્તાંત સિંધી લીપીમાં લખી, પોતાના કુટુંબીઓને તેમજ સગા સંબંધીઓને આપી ગયા હતા. તેનું કારણ એ હોવું જોઇએ કે પાછલનાઓને કોઇ દિવસે પણ ઉપયોગી થઇ પડશે. મજકુર હસ્તલખીત લખાણુ મારા વાંચવામાં આવતાં મને લાગ્યું કે જો છાપી જાહેરમાં મૂકવામાં આવે તો સારૂ જેથી ખોજા કોમ જાણવા પામે તો તેનો ઉપયોગ પોતાની માન્યતાના ટેકામાં કરી લાભ મેળવે. પણ એમજ જો અંધારામાં અમુક વ્યક્તિઓ પાસે પડી રહે તો તેનો ઉપયોગ થઇ શકે નહિ.

સ્વાર્થ સાથનો ધર્મ એ ધર્મ નથી, કર્મ છે. અને કર્મનો બદલો જરૂર ભોગવવો પડશે તેમાં છૂટકો નથી. પછી તે કર્મો રજો, તમો અથવા સત્વગુણથી હોય. જેવાં ગુણોથી કર્મોના સંચિત થયો હોય તેવાં કર્મો ભોગવવાં પડે માટે ધર્મ સ્વાર્થ રહિત હોવો

જોઇએ. તેથી મેં મજકુર કામમાં કોઇપણ જાતનો લેશ માત્રપણ સ્વાર્થ રાખ્યા વગર માત્ર કોમને ઉપયોગી થઇ પડે, તે માટે આરંભ્યું છે.

દરેક બુદ્ધિશાળી જીવના ઉપર ફરજ છે કે, પોતાની જીંદગીનો કોઇ નવ નવો બનાવ બન્યો હોય તો તેણે ટાંકી પોતાના પાછળ આવનાર કોમ માટે રાખી જવો જોઇએ. કારણ કે પાછળનાઓને તે ઘણોજ ઉપયોગી થઇ પડે છે. કેટલાંક ઉપયોગી કામો જૂના જમાનાનાં માણસોએ કરેલાં હોય છે, તેનાથી નવા જમાનાનાં માણસો અજાણ હોવાના લીધે અંધારામાં કુટાય છે. અને નવા જમાનાનાં માણસો જૂના જમાનાનું અનુમાન કરી કોઇપણ કામ કરવા જાય છે, તે તદ્દન નિરર્થક નીવડે છે. જેના વાસ્તે કુરાને શરીફમાં ફરમાવેલું છે કે, "પ્રત્યક્ષ અને અનુમાન સરખાં નથી." તેથી તેઓ દુનિયામાં પોતાની હાંસી કરાવે છે, તે મજકુર વૃત્તાંતથી સિદ્ધ થાય છે.

પહેલું:—મજકુર વૃત્તાંતમાં વાંચનારે જોઇ લીધું છે કે, "મુનાણું"* જેને આ જમાનાના લોકો માનતાના રૂપમાં નકામું લેઇ બેઠા છે. વકીલ દાદુએ "ભલા" લોહાણાને ખોજા તરીકે દાખલ કરવા બાદ તેની જુની માન્યતાઓનો ફેરફાર કરવા "મુનાણુ" સૂચવ્યું કે નવા જન્મેલા છોકરાના માથાના મોવાળા ઉતારવા અને સુનત કરાવવી. જેના વાસ્તે સમજુ માણસ સહેજ વિચાર કરે તો તે બીના સમજી શકાય તેમ છે. પણ તેના પર વિચાર નહિ કરતાં લોકોએ પોતાના માથે નકામી પીડા ઓઢી લઇ તેને માનતા ઠરાવી દીધી.

---

* મુનાણું—એ એક જાતની માનતા છે. છોકરાઓના માથાના વાળ અમુક કોઇ પીરની દરગાહ પર ઉતારવા તેને "મુનાણું" કહે છે.

**બીજું**:--પ્રત્યક્ષ—નજરોનજર આપણે જોઇ રહ્યા છીએ કે કેટલાક હઠ ધર્મિઓ પોતાના અસલ ઇસમાઇલી ધર્મ કે જેમાં તે લોકોને દાખલ કરવામાં આવ્યા હતા, તેને ખોટું ઠરાવવાનો પ્રયત્ન તેમની બુદ્ધિની કોતાઇ અને હસદના પરિણામે કરે છે. વકીલ દાદુ દરખાને † જઇ વકીલાતની પાઘડી બાંધી આવ્યા પણ આટલું ધ્યાનમાં રહે કે તે વખતના ઇસમાઇલી ઇમામે "દાદુ" ને "પીર" નો ખીતાબ આપ્યો ન હતો. વકીલ અને પીરની પદવીમાં ફેર છે. તેવણ ખોજા લોકોને બોધતા, તેમજ નવા મુરીદો ઇસમાઇલી ઇમામના હુકમથી વધારતા તે વકીલ દાદુના બોલોથી સિદ્ધ થાય છે. "ભલા" લોહાણાને કહ્યું કે 'તમે ખોજા થાવ,' પણ ઘૂવડને સૂરજનો પ્રકાશ ગમતો નથી અને તે (ઘૂવડ) સૂરજને શ્રાપ આપે છે, તેમ ખોજામાંથી નીકળી ગયેલાઓમાંથી કેટલાકો ખોજાઓના અસલ ધર્મ ઇસમાઇલી વિરૂદ્ધ લોકોને ભમાવવાની તજવીજ કરે છે, અને તેનું વાંકું ચુંકું બોલે છે પણ તે સંબંધી સરકાર દરબારદ્વારા પણ પૂરવાર થઇ ચૂક્યું છે કે, ખોજાઓનો અસલ ધર્મ શીયા ઇમામી ઇસમાઇલી છે, અને તેજ ખરી વાત છે.

મારા મોસાળ પક્ષના મેમ્બર નાના ભાણે તથા નાના ઇભલાણીએ પોતાના વડીલોનો વૃત્તાંત લખી રાખી ગયા હતા, તેને કા. જાફરભાઇએ પુનર્જન્મ આપી પોતાના સંબંધીઓને જાગૃતીમાં રહેવા સારૂ કોશેશ કરેલી છે, તે બરાબર સ્તુતિપાત્ર છે. તેનો દૃષ્ટાંત લઇ ત્રણ વરસ ઉપર હજારો લોકોએ ખ્વાજા (ખોજા) લકબ જાહેરમાં ધારણ કર્યો છે તેઓએ મારા મોસાળ પક્ષનું અનુકરણ કરવું જોઇએ. જેથી પાછળનાઓ ખુદા ન કરે અને તેઓમાંથી કોઇનો ઇમાન ડામાડોળ–જેમ તેમના આગલા થયેલા ખોજાઓમાંથી કેટલાકોનું થયું છે–

---

† દરખાના—ઈસમાઇલી ઇમામની ગાદી જ્યાં હોય ત્યાં.

તેમ થાય અને ધર્મમાં વાંકું ચુંકું શોધવા મંડે, ત્યારે તે લખાણુ વૃત્તાંત સત્યપર રહેલાઓને એક મજબૂત શસ્ત્રરૂપ થઇ પડે. જેમાં એ જાતના ફાયદા સમાયેલા છે. દુનિયા અને દીન એટલે એકજ શસ્ત્રથી ધર્મનું રક્ષણુ તેમજ અસૂરોનો સંહાર તે વૃત્તાંતરૂપી શસ્ત્ર કરી શકે.

મરહુમ કામડીઆ જાફરભાઇ ધાલાણી પોતાની પાછળ ત્રણુ દીકરીઓ મૂકી સ્વર્ગવાસી થયા છે. મરહુમની દીકરીઓ પૈકી એક બાઇ મોંઘીબાઇ જેઓ હાલમાં મુંબઇમાં રહે છે અને તેઓ પોતાના પીતાના પગલે ચાલી પુત્રના જેમ પોતાના પુજ્યના નામને શોભા આપે તેમ ચાલે છે. તે સ્ત્રીઓને ધર્મબોધ આપે છે, તેમજ જમાતની નીશાળમાં છોકરીઓને ધાર્મિક શિક્ષણુ પણુ આપે છે. તેમજ દેશ દેશાવરોમાં મુસાફરી કરી ધર્મનો બોધ કરતાં રહે છે. તેમને એક ફરજંદ નામે ગુલામહુસેન છે, તે હાલમાં ખોજા જમાતખાના સામે રેશમની દુકાન ચલાવે છે.

મરહુમ કામડીઆ જાફરભાઇ ધાલાણી માટે એવું કહેવામાં આવે છે કે, મૌલાના ઇમામ અલીશાહા તેમજ મૌલાના ઇમામ સુલતાન મહમદ શાહાએ કેટલાક ફરમાનોના પત્રો મરહુમ પર મોકલેલા હતા. તેમજ બીજા મરહુમની જીંદગી દરમિયાન જમાત સંબંધીના અગત્યના બનાવો બનેલા હતા. પણુ તે સર્વે લેખીત દસ્તાવેજો મારા જોવામાં નહિ આવવાથી મજકુર વૃત્તાંતમાં દાખલ કરી શકયો નથી. કારણુ સનદ વગર દાખલ કરવું એ મને ઠીક લાગતું નથી. પણુ આશા રાખુંછું કે, મરહુમના પુત્રી બાઇ મોંઘીબાઇ તેને પાકા સાધનોથી અનુકૂળ પ્રસંગે શોધ કરી જાહેરમાં મુકશે, જેથી મરહુમના કામોનો દૃષ્ટાંત બીજાઓ લઇ તેના પગલે ચાલવાની કોશેશ કરે.

ખુદા પાસે દુવા ગુજારૂંછું કે, મરહુમ કામડીઆ જાફરભાઇ ધાલાણીના રૂહને શાંતિ આપે.

## મરહુમ મુરબ્બીજી નાના અલાદીનભાઈ કામડીઆ ભારમલ.

મરહુમ નાના અલાદીનભાઇ, ઘણા ધર્મચુસ્ત હતા. પોતાના બાપ કામડીઆ ભારમલભાઇ અલારખીઆ કે જેમણે એક વખત ખોજા ન્યાતના કામડીઆનો હોદ્દો ભોગવ્યો હતો, તેમણે પોતાના ઇમામની તથા જમાતની પોતાની જીંદગી સુધી સેવા બજાવી હતી. તેમના પગલે અલાદીનભાઇ પણ પોતાની જીંદગી સુધી ચાલી હરહમેશાં જમાતની સેવામાં હાજર રહેતા. તેમનો વૃત્તાંત મરહુમ પિત્રાઇ ભાઇ કામડીઆ જાફરભાઇ ધાલાણીએ સંક્ષેપમાં ઉપર લખેલો છે. અલાદીનભાઇને બે ઘરવાળીઓ હતી, (૧) પેલ્લીનું નામ કાજબાઇ (૨) સકીનાબાઇ. મરહુમ નાની કાજબાઇના પેટે ૧૪ ફરજંદ થયાં હતાં, તેમાંથી બે છોકરીઓ મોટી ઉમ્મરની થઇ, બાકીના ૧૨ ફરજંદો નાની વયમાં ગુજરી ગયાં. એક છોકરી મરીયમબાઇ આ પુસ્તક લખનાર સેવકની માતુશ્રી થતાં હતાં. માતુશ્રી બાઇ મરીયમબાઇ મને છ માસનો મૂકી સ્વર્ગવાસી થયાં. અને બીજી છોકરી સકીનાબાઇ હૈયાત છે. મરહુમ નાના અલાદીનભાઈ સંવત ૧૯૭૦ ના ચૈત્ર શુદ ૧ ને શુક્રવારે દિવસના ૧ વાગે મુંબઇમાં સ્વર્ગવાસી થયા હતા. ખુદા તેમના રૂહને શાંતિ બક્ષે.

## બાઇ જેનાબાઈ, મરહુમ કામડીઆ ભારમલભાઇના દીકરી.

બાઇ જેનાબાઇના લગ્ન, કચ્છ કપાહીઆવાળા મરહુમ અલીભાઇ આસર સાથે થયાં હતાં. અલીભાઇ આસર પોતે બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેનો કોલ એસીસનો કૉન્ટ્રૅકટનો ધંધો કરતા હતા. તેઓએ પોતાની હૈયાતીમાં મજકુર રેલ્વેનો કૉન્ટ્રેકટ ૨૫ વરસ સુધી એક હાથે ચલાવ્યો હતો. તેઓ ઇ. સ. ૧૮૯૫ માં મુંબઇથી નવસારી રહેવા ગયા. તેમનો કૉન્ટ્રેકટ મુંબઇથી વઢવાણ તથા આણંદથી

ઉજ્જેન સુધીનો હતો, જેથી દરેક જગ્યાપર તેમને જવા આવવાની સગવડતા થાય, માટે મધ્ય સ્થળ પસંદ કરી નવસારી રહ્યા હતા. અને પાછળથી નવસારી સ્ટેશન પાસે બ્રિટિશ તાબેના સૂરત, જીલ્લાના ગામ જલાલપુરમાં જમીન વેચાણ લઇ કાયમ રહેવા માટે બંગલો બાંધ્યો. તેમને ૯ ફરજંદો થયાં હતાં, પણ સર્વે નાની ઉમ્મરમાં ગુજરી ગયાં. તેમનો માત્ર એકજ છોકરો મોટો થવા પામ્યો, જે નવસારીમાં સાથે હતો, અને તે પણ ખુદાની ઇચ્છાથી ૧૬ વરસની વયે નવસારીમાં ઇ. સ. ૧૮૯૮ માં આ ફાની દુનિયા છોડી ચાલ્યો ગયો. મજકુર કાસમની તુરબત નવસારીમાં પીર સદ્ગુર નુરવાળી દરગાના કુવા પાસેની જમીનમાં દફન કરી તેના પર એક પાકી કબર બાંધી છે. શેઠ અલીભાઇ સ્વભાવના ઘણા સારા અને ભોળા હતા. તેઓ ઇ. સ. ૧૯૦૨ માં ખુદાની રહેમતે પહોંચ્યા. તેઓ પોતાની પાછળ એક ધણીઆણી બાઇ જેનાબાઇ તથા એક માસના ફરજંદને મૂકી આ ફાની દુનિયા છોડી ગયા, પણ ખુદાની ઇચ્છાથી એક માસ બાદ તે ફરજંદ પણ સુરતમાં ગુજરી ગયો. શેઠ અલીભાઇ આસર તથા તેમના નાના છોકરાને સુરતમાં ખોજાઓના કબ્રસ્થાનમાં દફનાવવામાં આવ્યા છે. બાપ દીકરાની તુરબત એક ચબુતરા ઉપર પાછળથી બાઇ જેનાબાઇએ બંધાવી છે. બાઇ જેનાબાઇ પોતાના ધણીના ગુજરવા બાદ રેલ્વેનો કોલ ઍસીસનો કૉન્ટ્રેકટ ચલાવે છે. તે કૉન્ટ્રેકટના કારભારની દેખરેખ તેમના ભાઇ અલાદીનભાઇ કામડીઆ ભારમલ અલારખીઆ ચલાવતા હતા. નાના અલાદીનભાઇ ભારમલ ઇ. સ. ૧૯૧૪ ના માર્ચની ૨૭ મી તારીખે ખુદાની રહેમતે પહોંચ્યા. બાઇ જેનાબાઇએ પોતાના ધણીના પાછળ સારામાં સારી ધર્મ ક્રિયા તથા મુંબઇ, સુરત, વગેરે જમાતમાં ન્યાતનાં જમણો વારંવાર કરેલાં છે. તેમજ હાલમાં મુંબઇ ખાતે નવું જમાતખાતું

બંધાય છે તેમાં રૂ. ૨૦,૦૦૦) ની બાદશાહી સખાવત કરેલી છે, તેમજ સુરત જીલ્લાના જલાલપુર ગામમાં અંગ્રેજી સ્કુલ પોતાના ફરજંદ કાસમભાઇના નામથી ચલાવવા માટે રૂ. ૨,૦૦૦) બે હજારની રકમ આપી છે. મજકુર સ્કુલનું નામ "ખોજા કાસમભાઇ અલ્લીભાઇ આસર અંગ્લો વર્નાક્યુલર સ્કુલ" રાખેલું છે. તે શિવાય કચ્છ અંજારમાં ખોજાઓ માટે એક ધર્મનું મકાન રૂ. ૫,૦૦૦ પાંચ હજાર ખરચી બંધાવેલું છે, તેમજ નવસારીના મુસલમાનોના મદરેસામાં અવર નવર છોકરાઓને કુરાને શરીફના જીલદો તેમજ કુરાને શરીફના છુટા છુટા સીપારા ભણવા માટે ભેટ આપતાં રહ્યાં છે. તેમના સારા સ્વભાવને લીધે સુરત જીલ્લામાં બ્રિટિશ અમલદારો તથા ગાયકવાડી રાજ્યના અમલદારોનો સારો ચાહ મેળવેલો છે. તેમજ સદગુર નુરની દરગાવાળા મીર પ્યારે સાહેબ તથા તેમના ભાઇ સદરૂદ્દીન સાહેબ તથા તેમનાં માતાજીની ચાહેના એ બાઇ ઉપર ઘણી સારી છે. બાઇ જેનાબાઇના હાથે ખુદાની ઇચ્છા છે તો બીજાં ઘણાં સારાં ધર્મનાં કામો થવા સંભવ છે. ખુદાની દરગામાં અમો દુવા ગુજારીશું કે, ખુદા તેમને તંદુરસ્તી સાથે લાંબી આયુષ્ય આપે અને તેઓ પોતાની દોલત ખુદાના રસ્તાપર ખર્ચી પોતાની જીંદગીનું સાર્થક કરે.

### મરહુમ ફાજલભાઇ નુરમામદ કામડીઆ ભારમલ.

મરહુમ પોતા પાછળ બે છોકરા એક નવરોજઅલી તથા બીજો કાદરઅલી મુકી આએ ફાની દુનિયા ઇ. સ. ૧૯૦૩ માં છોડી ગયા છે, તેવણના છોકરાઓએ પોતાના પીતાના ધંધામાં વધારો કરી સારી આબરૂ મેળવી છે. મરહુમ ફાજલભાઇ વીશેનું લખાણ જાફરભાઇ આલાણીએ સંક્ષેપમાં લખ્યું છે. ખુદા મરહુમના રૂહને શાંતિ આપે.

---

# દ્વિતિય દર્શન.

## મી. કાબાના લખાણથી સિદ્ધ થતો ખોજાઓનો ઇસમાઈલી ધર્મ.

મજકુર વૃત્તાંત મારા નાનાના પિત્રાઇ ભાઇ કામડીઆ જાફરભાઇ ધાલાણીએ સિંધી લીપીમાં પોતાના હાથે લખી મારા નાના અલાદીન-ભાઇ ભારમલને આપેલો. મારા નાના ગુજરવા પછી મજકુર હસ્તલેખીત પુસ્તક તેમની બેન બાઇ જેનાબાઇના તાબામાં આવ્યું, અને હાલ અસલ લખાણ તેમના કબજામાં છે. મજકુર વૃત્તાંતનો મેં ગુજરાતી લીપીમાં તરજુમો નવસારી ગામે કર્યો હતો, તે ૩૫૦ વર્ષના હસ્તલેખને છપાવી પ્રગટ કરવાની મને ઇચ્છા થઇ કારણ કે મજકુર વૃત્તાંત ખોજા કોમની પૂરાતન ધાર્મિક માન્યતાપર ઘણું સારૂં અજવાળું પાડે છે, તેમજ ખોજા કોમની ઉત્પત્તિ કઇ કોમમાંથી થઇ છે, તેની છાયા મજ-કુર વૃત્તાંતથી દેખાય છે. વળી ખોજાઓને ઉપદેશ કરનાર મહાત્મા પીરો અને વકીલો કયા ફીરકાના પાબંદ હતા તેનું પણ ચોખ્ખી રીતે સ્મરણ થાય છે. મજકુર વૃત્તાંત વાંચવાથી વાંચનાર ઉપર સૂર્યની મિસાલ રોશન થઇ ગયું છે કે, ખોજાઓને અસલ શીયા ઇમામી ઇસમાઇલી મજહબમાં દાખલ કરવામાં આવ્યા હતા. નવા મુરીદો એટલે ખોજા ગુસીઓ, મોમના, સતપંથીઓને ધર્મનો બોધ આપનાર પીરો અને વકીલો ઇસલામના મહાન ફીરકા ઇસ-માઇલી મજહબ (ધર્મ)ના હતા, અને તેમણે તેજ મજહબનો લોકોને બોધ આપી ઇસલામમાં પાવન કરેલા હતા. ઇસમાઇલી મહાત્માઓના હાથે બોધ પામી એક વખતે ખુલ્લી રીતે ઇસલા-

મના મહાન ફીરકા ઇસમાઇલી મજહબમાં દાખલ થયા પછી સમજુતીની ગેરહાજરીમાં તેમાંના ઘણા લોકો ઇસલામના બીજા ફીરકામાં જે જેમને પ્રસન્ન પડયો તેમાં પાછળથી દાખલ થયા તે એક જુદીજ વાત છે. એક માણસ પોતાને પ્રસન્ન પડે તે ફીરકામાં દાખલ થાય તેના વાસ્તે કાંઇ પણ બોલવાનું છેજ નહિ, પણ કેટલાક લોકો જે મહાન નરોના હાથે ઇસલામથી પાવન થયા છતાં, તે મહાન્ નરોનો એહસાન જે તેમની ગરદન પર છે તેને ભૂલી જઇ તેમને આડું અવળું બોલી પોતાનું મુનકરપણું જાહેર કરે છે, અને પોતાની શ્રેષ્ટતા દેખાડવાની જગતને કોશીશ કરી રહ્યા છે, તેટલેથીજ તે લોકો પતાવી બેસતા નથી, પણ તેનાથી એક પગલું આગળ ચાલી રસુલ સ૦ ના દીનમાં લોકોને આવતા અટકાવ્યા છે. તેમજ કેટલાક આવે-લાઓને આડકતરી રીતે ખસેડવાની કોશીશ કરેલી છે. અને કેટલાકોને ઇસલામથી વિમૂખ પણ કર્યા છે. ઇસલામથી વિમૂખ કરવાને મી૦ એદલજી ધનજી કાબાનાં "હસન બીન સબ્બા" તથા "ખોજા કોમની તવારીખ" નામે પુસ્તકોએ કેવો ટેકો આપેલો છે, તે પુસ્તકો વાંચનારથી અજાણ્યું નથી.

"હસન બીન સબ્બાની" બીજી આવૃતીના મથાળા હેઠળ કાબા " લખે છે કે " આ પુસ્તકની પહેલી આવૃતિ કે જે લેશ માત્ર " ઉત્તેજનની આશા રાખ્યા સિવાય થોડીજ કોપીઓમાં બહાર " પાડવામાં આવી હતી અને મને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હતો કે " તેને ઉત્તેજન આપી વધાવી લેવામાં આપશે પરંતુ હું મારી " અસાધારણ આશ્ચર્ય વચ્ચે જાણવા પામ્યો કે હું મારી કલ્પનાને " યોગ્યસ્થાને મુકવાને ચુકયો હતો. કેટલાક કદરદાન બીરાદરોએ " તેને ઉત્તેજન આપવા તથા અપાવવામાં ઉલટભેર દીલસોજી " બતાવી."

જે લોકો આડકતરી રીતે લોકોને ઇસલ્લામથી વિમુખ કરવાની કોશીશ કરે છે તેઓ કુરાન રસુલ સ૦ તથા કયામતના રોજને માનતા હોય તો તેઓ કેવી શિક્ષાને પાત્ર થઇ ચૂકયા છે તેનો તોલ વાંચનારાઓ કરશે.

વળી તેમના એ પુસ્તકોથી વાંચનારાઓ પણ જાણી ચુકયા છે કે, ઇસમાઇલી પીરોએ હિન્દુસ્તાનના લોકોને ઇસ્લામમાં લાવવા કેવી હેરત અને સંકટો ભરેલાં પ્રયાસો કરેલા છે; તેનું આ જગ્યાએ લંબાણથી વિવેચન કરવાની જરૂર નથી. જેના તુફેલથી આજે લાખો માણસો "લા ઇલ્લાહ ઇલ લલ્લાહ" નો કલમો વગર આંચકે પઢી રહ્યા છે, જે સૂર્યના મિસાલ રોશન છે.

મી. એદલજી ધનજી કાબાએ ઇ. સ. ૧૯૧૨ માં "ખોજા કોમની તવારીખ" નામે પુસ્તક પ્રગટ કરેલું હતું તેના ૩૦૫ મે પાને ખોજાઓનો અસલ ધર્મ કયો તેની ચોખવટ કરવાની ખાસ જરૂર છે તેવી માંગણી કરી હતી. તેના ઉપરથી મારા વિદ્યાગુરૂ મરહુમ માસ્તર હાંસમભાઇ ઓધાએ "અસલીયતે ખોજા" નામનું પુસ્તક ઇ૦ સ૦ ૧૯૧૨ માં તેના રદીયામાં લખ્યું હતું, જે મારા તરફથી પ્રગટ થયેલું છે. તે પુસ્તકમાં મી. એદલજી ધનજી કાબાની માંગણી પ્રમાણે ખુલ્લા શબ્દોમાં ખોજાઓનો અસલ ધર્મ ઇમામી ઇસમાઇલી છે તે દાખલા દલીલો સાથે ચોખવટ કરી બતાવી છે. છતાં અજ્ઞાની લોકોને ભોળવવા મી. કાબાએ મરહુમ હાસમભાઇ ઓધા માસ્તરના ગુજરી જવા પછી "ખોજા પંથ દર્પણ" નામનું પુસ્તક ઇ. સ. ૧૯૧૫ માં છાપી પ્રગટ કરેલું છે, અને તેમાં મરહુમ માસ્તર હાસમભાઇ ઓધા હૈયાત હોય એવી રીતે તેમને સંબોધી સવાલ કર્યા છે. તેઓ "ખોજા પંથ દર્પણ" ભાગ ૫ માંના પાને ચોથે લખે છે કે, "અરે મી. હાસમભાઇ, તમો જરા

"ન્યાયને નજદીક રાખો અને ખોજા વૃત્તાંતને વાંચી જુઓ તો તમને "માલુમ પડશે કે તે પેરેગ્રાફ તો ખોજા વૃત્તાંતનો જેવો ને તેવો ઉતારીજ લેવામાં આવ્યો છે."

મી. કાબા ઘણી સારી રીતે જાણુતા હતા કે, માસ્તર હાસમભાઇ બોઘા આ ફાની દુનિયા તેમના સવાલના ત્રણ વર્ષ અગાઉ છોડી ગયા છે. મરહુમના ગુજરવા પછી તેમની કારકીર્દિ જાળવવા સારૂ ઇસમાઇલી ધાર્મિક લાઇબ્રેરીના મેમ્બરોએ એક જનરલ સભા બોલાવી હતી અને તેમાં નીચલા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા:—

(૧) મરહુમ માસ્તર હાસમભાઇ બોઘાના શોકજનક મરણ માટે દિલગીરી જાહેર કરવી.

(૨) મરહુમના કુટુંબ પ્રત્યે દિલસોજીનો પત્ર લખી મોકલવો.

(૩) મરહુમનો ફોટો એન્લાજ કરી તેમની યાદગીરી દાખલ લાયબ્રેરીમાં ખુલ્લો મૂકવો.

(૪) આ સભાની નોંધ આપણા હાજર ઇમામ મૌલાના સર સુલતાન મહમદશાહ આગાખાન જી. સી. એસ. આઇ. ને લખી મોકલવા પ્રમુખને સત્તા આપવી. તે સાથે મરહુમના હકમાં દુવા ગુજારવા વિનંતી કરવી.

તે પ્રમાણે સભાના પ્રેસીડન્ટ ડૉકટર રજબઅલી રામજી લખધીરને સત્તા આપવામાં આવી હતી. તેનો રીપોર્ટ વર્તમાનપત્રોમાં તેમજ 'ઇસમાઇલી સીતારા'માં પ્રગટ કરવામાં આવ્યો હતો. તેમજ મરહુમનું જીવનચરિત્ર પણ 'ઇસમાઇલી સીતારા'માં પ્રગટ કરવામાં આવ્યું હતું.

મૌલાના હાજર ઇમામ જ્યારે વિલાયતથી પધાર્યા ત્યારે નીચેના બોલો બોલી તેમના મુબારક હાથે મરહુમનો ફોટો ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. મૌલાના હાજર ઈમામે ફરમાવ્યું કે, "તે ઘણોજ સારો માણસ હતો. તેણે ધાર્મિક સાહસ માટે ખરેખરી લાગણીથી કોશીશ કરી છે."

મી. કાબા કેવી રીતે જુઠાણું કરે છે તે હવે સર્વેને રોશન થઇ ચુકયું છે. એક તરફ મી. કાબા એમ સિદ્ધ કરવા માંગે છે કે તેઓ જે બોલે છે અને લખે છે તે સર્વે સત્ય છે. જુઠું કદી તેઓ બોલતા યા લખતા નથી તેના વાસ્તે પોતાના પુસ્તક નામે "ખોજા પંથ દર્પણ" ભાગ પહેલાની પ્રસ્તાવનાના પાના બારમે લખે છે કે "મી.
"જે. નેલ્સન ફ્રેઝર પોતાના હિસ્ટરી ઓફ ઇંગ્લાન્ડ નામના પુસ્ત-
"કમાં લખે છે કે ઇતિહાસવેત્તાએ ખરા દિલથી બીન પક્ષપાતે જે
"હકીકત તેણે મેળવી હોય તે લખવી. વળી પોતાના પક્ષની ચુક
"હોય તો તે પણ કબુલ કરવી જોઇએ. આ સુંદર સલાહને દૃષ્ટિ
"મર્યાદામાં રાખતાં મારા તરફથી (આ) કામ કરવામાં આવે છે."

માસ્તર હાસમભાઇ બોઘા વિષે આ પુસ્તકમાં આટલું લાંબું વિવેચન અમને કરવું પડયું છે તેનું કારણ માત્ર એટલુંજ કે, મી૦ કાબા કાલે ઉઠી એમ નહિ કહે કે, માસ્તર હાસમભાઇ બોઘા જીવતા છે; કારણ કે, મી૦ કાબા સત્યને અસત્ય અને અસત્યને સત્ય કહેવામાં એક્કા છે. ખેર, તેનો કશો અંદેશો નથી. તેનો ઇન્સાફ કરવો એ જાહેર પ્રજાનું કામ છે. મરી ગયેલાઓ સાથે સવાલ જવાબ કર્યો હોય તો તે માત્ર એક, મી૦ કાબાજ છે. જુઓ મી૦ કાબાની હાતમદીલી અને જવાંમર્દી !!! કે જે એક પ્રમાણિક માણસને યોગ્ય નથી. હજરત સુલેમાને કહ્યું છે કે, "આ સૂરજના નીચે નવું કાંઇ થતું હોય એવું હું કાંઇ પણ જોતો નથી."—"ઓલ્ડ ટેસ્ટામેન્ટ."

મી. કાબા 'ખોજા પંથ દર્પણ'ના પાંચમા ભાગને પાને બાવ-
"નમે ફરી ચોખવટની આશા રાખે છે કે હજુ પણ અમો કહીએ છીએ
"કે ખોજાઓનો જો અસલ ધર્મ ઇસમાઇલી હોય તો અમારા 'ખોજા
"પંથ દર્પણ'ના ચાર ભાગો જે આ પહેલાં પડી ચુકયા છે તેની દલીલોનો
"ન્યાયપુર્વક વાંચી ધીણોજા રહીત જવાબ આપો એટલે ચોખવટ
"થાય."

અમો એક વધુ વખત તેમને સૂર્ય મિસાલ ચોખવટ અમારા મોસાળ પક્ષના ૩૫૦ વરસના વંશના વૃત્તાંતથી તેમજ મી. કાબાનું કુટુંબ વારંવાર ન્યાત બહાર થઇ ફરી ફરી ન્યાતમાં આવ્યું, તેમજ નવસારીની દરગાહવાળા સૈયદ મીર પ્યારે સાહેબ તથા સદરૂદ્દીન સાહેબ જેઓ સતપંથી તરીકે મશહૂર થયેલા છે તેમના મી. કાબાએ સેંકડો માણસોના સામે તેમનો ધર્મ અંગીકાર કરી તેમના મુરીદ તરીકે પોતાને જાહેર કર્યા તથા તેમના પુસ્તકો તથા તેના ઉપર અપાયેલા રીવ્યુ પરથી ખોજા કોમનો અસલ ધર્મ શીઆ ઇમામી ઇસમાઇલી હતો અને છે, એ સિદ્ધ થાય છે. મી૦ કાબા હઠ ધર્મી મૂકી દે તો ઠીક, નહિ તો આગળ તેમના અખ્તીયારીની વાત છે.

મી. કાબાની એ પણ યુકિત છે, 'મુખમેં રામ ઔર બગલમેં છૂરી" તે હવે દુનિઆની દૃષ્ટિ મર્યાદામાંથી નીકળી શકે તેમ નથી. મી. કાબાએ પોતાના પુસ્તક "હસન બિન સબ્બાહ" (૧૯૦૭ ની બીજી આવૃત્તિ) ના પાને ૯૬ થી જે લખાણ શરૂ કર્યું છે તેમાં પોતાનો મત દરેક પાને પાને આપતા આવ્યા છે, તે વાંચકોના ધ્યાનમાં રહે માટે અહિં તેનો ઉતારો લીધો છે.

નંબર ૧. "હિન્દના વામમાર્ગીઓ પર ઇસમાઇલી મીશનનો
"પ્રયોગ, પરિણામે સતપંથની વિચિત્ર સ્થાપના." "હસન બિન

"સબ્બાહથી રૂકનુદ્દીન ખુરશા સુધીના અલમુતના બાદશાહો તથા ત્યાર
"પછીના તે ધર્મના મુર્શીદોએ પોતાના મીશનની પદ્ધતિ એવી
"રામબાણુ રચી તથા ચલાવી હતી કે *તેની જાળમાં પરધર્મીઓ
"સપડાયા વિના રહેવા પામે નહિ. આવા રામબાણુ મીશનની
"બાંધણી માટે અસંખ્ય ઇસમાઈલી વિદ્વાનોએ પોતાની બુદ્ધિ વાપરી
"હતી એમ કહ્યા સિવાય રહી શકાતું નથી. આ પદ્ધતિ એવી
"અસરકારક તથા વિલક્ષણુ હતી કે તેના જાદુએ લાખો લોકોને
"પોતા તરફ ખેંચી લીધા છે."

નંબર ૨. મજકુર પુસ્તકના પાને ૧૨૧-૧૨૨ માં લખે છે કે,
"નવ અવતાર તથા તેની પેઢીઓ ગણવાની રીત ઉપર મુજબની
"રીત બતાવવામાં આવી હતી. અને તે ખરેખર માર્ગીઓને સચોટ
"અસર કરે તેવી હતી એમ આપણાથી કહ્યા સિવાય રહી શકાશે
"નહિ."

નંબર ૩. મજકુર પુસ્તકના પાને ૧૪૨ માં લખે છે કે, "દાઇ
"×સદ્રદ્દીન તથા દાઇઓએ માર્ગીઓ સાથે મળી જવા માટે પોતાના
"નામો પણ પાધરાં કર્યાં નહોતાં. કોઇ ઠેકાણે હિન્દુ નામ તો કોઇ
"ઠેકાણે મુસલમાની નામ આપ્યાં હતાં."

નંબર ૪. મજકુર પુસ્તકના પાને ૧૫૧ માં લખે છે કે,
"માર્ગીઓ સલામને બદલે પોતે સ્વીકારેલા અવતારનું નામ લે છે.
"એટલે 'રામ રામ' શબ્દ બોલે છે. ઇસમાઇલી દાઈઓ મુસલમાન
"હતા તેથી તેમણે સલામ મુસલમાની દાખલ કરવી જોઇતી હતી
"પરન્તુ અનુકરણની પદ્ધતિને લીધે પોતાએ રામ રામનું બરોબરયું

---

* તેની જાળમાં એટલે લોકોને ઇસલામમાં લાવતાં.

× દાઇ સદરદીન એટલે પીર સદરદીન.

"કબુલ કરી લીધેલું યાને અવતાર સ્વીકારેલું નામ સલામને બદલે
"દાખલ કર્યું. સલામ કહેનાર શબ્દ 'યા અલી' અને જવાબ
"આપનાર 'મૌલાઅલી' કહે છે."

નંબર ૫. મજકુર પુસ્તકના પાને ૧૫૪ માં લખે છે કે, "ઉપર
"મુજબ પુષ્કળ બાબતો છે, આ દાઇઓ મુસલમાન કરતા અને તેથી
"તેમના અકાયદો મુસલમાની હોવા જોઇએ. ભલે તે દીન ઇસ્લામના
"કાનુનોથી મુક્ત હતા પરન્તુ તેમનામાં હિન્દુ દેવો તથા શાસ્ત્રોની
"વાતો બીલકુલ નજ હોવી જોઇએ."

નંબર ૬. મજકુર પુસ્તકના પાને ૧૫૭ માં લખે છે કે, "ખોજા
"લોકોની અસલ ઉત્પત્તિ સુન્નિમાંથી થઇ હતી એમ જે માનવામાં
"આવ્યું હતું, તે ખરૂં ન હતું. તેમજ મુંબઈમાં **પ્રસિદ્ધ થએલી**
"**સજરાની ચોપડીમાં ખોજા ધર્મની નિંદા કરી** છે તે **પણ ખરી નથી.**
"વળી હિન્દુ મુસલમાન મિશ્ર મતનાં જ્ઞાનો એજ શીયાહ મત છે, એમ
"જે માનવામાં આવ્યું છે તે ખરૂં નથી. અથવા ખોજાને માટે સતપંથ
"એ નિરાળોજ પંથ છે એવી કેટલાકની સમજણ છે તે પણ ખરી નથી,
"પણ મુંબઈની હાઇ કોર્ટમાં કેસ ચાલી ખોજાઓનો અસલ ધર્મ
"શીયા ઇમામી ઈસમાઈલી ઠરેલ છે એજ ખરી વાત છે."

નંબર ૭. મજકુર પુસ્તકની પ્રસ્તાવનાના પાને ૩ લખે છે કે,
"અલમુતમાં સ્થાપન થએલી ઇસમાઇલી નીજારી શાખાએ પોતાના
"દાઇઓ અને નકીઓ મોકલી *પોતાનો ધર્મ ફેલાવવાને જે બળવાન
"પ્રયત્નો કીધા છે અને તે પ્રયત્નોને લઇ હિન્દુસ્તાનમાં પણ લાખો
"લોકોને જેવા કે ખોજા, મુમના, ગુપ્તિ, સાજી, સવાઇ, મેઘવાળ, ઇત્યાદિ
"લોકોને યુક્તિસર બોધથી પોતાના ધર્મમાં શામીલ કીધા છે."

---

* પોતાનો ધર્મ—એટલે ઈસ્લામનો ફીરકો, ઇસમાઇલી.

મી. કાબાએ મરહુમ માસ્તર હાસમભાઇને સંબોધી લખ્યું છે તે ઉપલાં વચનો છે. મી. કાબા પોતાના વિચારો સ્પષ્ટ આપતા ગયા છે તે વાંચકોએ જોઇ લીધું છે. મી. કાબા પોતાના વિચારો લખ્યા છતાં એમ કહેવાની હિંમ્મત કરે છે કે ઉપલાં વચનો મારાં નથી તે તો "ખોજા વૃત્તાંત"નાં વચનો છે. "હસન બિન સબ્બાહ" ના પુસ્તકના લખાણ અને "ખોજા વૃત્તાંત" ના લખાણમાં કેટલો ફેરફાર છે તે વાંચકો "ખોજા વૃત્તાંત" વાંચવા વિના પણ એક્કે અવાજે જોઇ શકશે કે ઉપલા નંબરવાર વિચારો "ખોજા વૃત્તાંત" ના કર્ત્તાના નથી પણ "હસન બિન સબ્બાહ" ના લેખકના છે.

તવારીખકર્ત્તાને એ યોગ્ય નથી કે તવારીખ લખતાં વચ્ચે પોતાનાં મતો ટાંકતો જાય અને પાછળથી સંકડામણમાં આવી જતાં એમ કહેવા મંડી પડે કે તે વિચારો મારા નથી, તો તેનું કહેવું વિચારશીલ પુરૂષ કોઇ દહાડે સાચું માની શકે નહિ; પણ તેના આવા ઢંગધડા વિનાનાં કૃત્યોને અજ્ઞાન લોકો મોજીઝા સમાન ગણે તો તેમાં કાંઇ નવાઇ નથી. કારણ તે બિચારાઓને ભાન નથી કે તવારીખનું લખાણ કયાં સુધી છે અને લેખકના સ્વતંત્ર વિચારો કયાં સુધી છે. પણ મી. કાબાએ વિચારવું જોઇતું હતું કે તવારીખ લખતાં વચ્ચે વચ્ચે પોતાના અંગત વિચારો રજુ કર્યા છે તેના પરજ દુનિઆ તોલ કરવાની છે. "બોલેલા બોલ, છૂટેલું તીર, ગયેલો વખત ફરી ફરી હાથ આવતો નથી.'

મુંબઇમાં છપાતાં અખબારે ઇસલામના છાપાના માલીક પાસેથી મી૦ કાબાએ પોતાની લખેલી બુક "ખોજા પંથ દર્પણ"ના પહેલા અને બીજા ભાગ ઉપર રીવ્યુ માંગેલો, તે ઉપરથી મજકૂર છાપાવાળાએ પોતાનો આપેલો રીવ્યુ અને તે ઉપરથી સિદ્ધ થતો ખોજાઓનો અસલ ઇસમાઇલી ધર્મ.

( 'અખબારે ઇસલામ'નો ઉતારો તા૦ ૧૬ મી જુલાઇ ૧૯૧૪. )

" ઉપલા નામની ચોપડીનો ભાગ પહેલો અને બીજો તેના કર્ત્તા
" ખોજા એદલજી ધનજીભાઇ કાબા તરફથી 'રીવ્યુ' માટે અમારી
" ઉપર મોકલવામાં આવ્યો છે, જેની પોહોંચ માન સાથે સ્વિ-
" કારીએ છીએ.

" મી૦ કાબા હમણાં આશરે પાંચ વરસથી ખોજા 'શીઆ
" ઇસના અસરી' પંથમાં ગયા છે અને અમરેલીના અસલ રહેવાસી
" હોય એમ લાગે છે. અચ્છા લેખક અને ગ્રંથકર્ત્તા તરીકે આજ
" સુધી તેઓએ સારૂં નામ કાઢ્યું છે. થોડા વખત પર અમરેલીથી
" 'ખોજા પ્રકાશ' નામનું પત્ર તેમનીજ માલીકી અને અધિપતી-
" પણાં હેઠળ નિકળતું હતું જેમાં આવતી અધિપતીની નોંધો ઉપરથી
" તથા જાહેર સવાલો, બાબતો તથા કોઇના ધરમ સંબંધીના
" લખાણો ઉપરનો તેમનો કાબુ, તેમના જ્ઞાનની સારી સાબીતી
" આપતું હતું. મી. કાબા તે ઉપરાંત ઉરદુ-ફારસી કીતાબોનું
" ગુજરાતી ભાષાંતર કરવાની પણ અચ્છી કાબેલીયત ધરાવતા
" માલમ પડયા છે. થોડો વખત થયા તેમના તરફથી પ્રગટ થતું
" 'ખોજા પ્રકાશ' પત્ર બંધ પડયા પછી તેઓએ પોતાનું ધ્યાન ઇસ-
" લામી ધર્મને લગતા જુદા જુદા ફિરકાઓની શોધખોળ ચલાવવામાં
" રોકયું છે. ખાસ કરી શીઆ મઝહબ પાળનારી ખોજા કોમમાં
" ઇ. સ. ૧૯૦૧ માં ઉઠેલા મતભેદ ઉપરથી આગાખાન 'શીઆ
" ઇમામી ઇસમાઇલી ખોજાઓ'ની મોટી જમાતથી કેટલાકોએ છુટા
" પડીને 'શીઆ ઇસનાઅશરી' ધર્મ અખત્યાર કર્યો છે. એ
" છુટા પડેલાઓ, પોતાની મુંબઇમાં એક જુદી મસજીદ ઉભી કરી
" પોતાના પક્ષને વધારવાની કોશીશ રાતદીન કરી રહ્યા છે. મી. એદ-

"લજી ધનજી કાબા પણ ખોજા શીઆ ઇમામી ઇસમાઇલી જમાત-
"માંથી નીકળી શીઆ ઇસનાઅશરી પંથમાં સામીલ થયા પછી પોતે
"અખત્યાર કરેલો ધર્મ કેટલો દરોબસ્ત છે તે ઉપર ગોથા પુસ્તક
"મારફતે વાદવિવાદ ચલાવી રહ્યા છે. હાલમાં તેઓએ 'ખોજા
"પંથ દરપણ' નામના પુસ્તકના બે ભાગો બહાર પાડયા છે. તે
"પહેલાં એજ બાબતસર બીજા કેટલાક પુસ્તકો પણ લખેલા છે.
"રીંચુવાલા ગ્રંથના બીજા ભાગની પ્રસ્તાવનામાં તેઓએ કરેલા
"ખુલાસા ઉપરથી જણાય છે કે, તેઓએ હાલના પોતાના છેલ્લા
"પુસ્તકો લખવામાં અપક્ષપાત વલણ અખત્યાર કરેલી છે, પણ
"અમોને કહેતાં ખેદ ઉપજે છે કે તેઓએ પોતાના છેલ્લા રીંચુવાલા
"પુસ્તકોમાં કેટલેક ઠેકાણે ઘણું કાચું કાપી દીધું છે. રીંચુવાલા
"પુસ્તકના બંને ભાગ એક નજરે જોઇ જવાથી અમારી ઉપર તેની જે
"અસર થવા પામી છે તે એટલીજ કે ગ્રંથના કર્તાએ, પોતે અખત્યાર
"કરેલા 'શીઆ ઇસનાઅસરી' ધર્મનો ઠકો! ખરો ઠરવા માટે ઇસ-
"લામના બીજા સઘળા પંથો કરતાં તેને શ્રેષ્ટ બતાવવાની તાણી તોડી
"તથા અનુમાન તથા અટકલોના આધારે ભુલાવામાં નાંખનારી કેટ-
"લેક દરજે કોશીશ કરી દેખાડવા માંગ્યું છે કે, માત્ર 'શીઆ ઇસના-
"અશરી' પંથજ એકલો ખરો છે! અને તેવી છેવટ ઉપર ગોથા
"તેઓ આવી ગયા છે. અમારા આધીન મત પ્રમાણે એવું મત બાંધ-
"વામાં તેઓએ લગાર ઉતાવળ કરેલી માલમ પડે છે. આજથી સાત
"વરસ ઉપર એટલે ઈ. સ. ૧૯૦૭ માં મી. કાબાએ 'હસન બીન
"સબ્બાહ તથા ઇસમાઇલી મીશન પ્રયોગ' નામનું પુસ્તક બહાર પાડયું
"હતું, તેમાં તેઓએ ખુલ્લી રીતે લખ્યું હતું કે મુંબઇની હાય કોર્ટમાં
"તપાસ ચાલી, તેમાં ખોજાઓનો ધર્મ 'શીઆહ ઇમામી ઇસમાઇલી'
"ઠરેલ છે અને એજ વાત ખરી છે. આજે તેઓએ પોતાના

"'ખોજા પંથ દરપણ'માં તેથી ઉલટી રીતે અસલ અપાયલા
"ચુકાદાની વિરૂદ્ધ ખયાલી અનુમાનો અને દલીલો ઉપરથી લખ્યું
"છે. * * * મિ. કાબાજી, અગર કોઇ બીજા ઇસ-
"લામી પંથોની શોધખોળ કરતાં તેના વધારે ઉંડાણમાં
"ઉતરીને તેઓ સુન્ની, કે વોહરા, કે વહાબી, સુફી પંથ કાં
"અખતયાર નહીં કરે તેની કશી જામીનગીરી રહેતી નથી ! આ
"અનુભવેલું છે કે એક ખરા ધરમની શોધખોળ કરનારો, છેવટે કયો
"'ખરો ધરમ' છે તેના અખત્યાર કરવાના વીચારમાં પડતાં તેનું
"મગજ કદી પણ એક ધરમ ઉપર છેવટ સુધી ઠેરાવ ભર્યું રહી
"શકતું નથી. અમે જોઇએ છીએ કે મી. કાબાએ, પોતાના 'ખોજા
"પંથ દરપણ'ના બંને ભાગોમાં ઘણા ઠેકાણે દાખલાઓથી અને
"શીઆ સુન્નીઓના 'અકાયદો'ની દલીલો ટાંકી આ બીના ઉપર
"વધારે ભાર મેલ્યો છે કે 'ખોજા અસલ સુન્ની નહીં હતા, પણ
"શીઆ ઇશનાશઅરી હતા, અને તેમને વટલાવનારા પીરો અસલ સુન્ની
"નહીં હતા, પણ શીઆ ઇશનાઅશરી હતા અને ખોજાઓના હાલના
"ધરમગુરૂ નામદાર આગાખાન સાહેબના વડીલોનો પણ અસલ ધરમ
"શીઆ ઇસનાઅશરીજ હતો.' ઇત્યાદી. અમોને ભારે અજાયબી ઉપજે
"છે કે ઇ. સ. ૧૮૬૬માં સુન્નીઓ વીરૂધ શાઆ ઇસમાઇલી મુકદમામાં
"ખોજાઓનો અસલ ધરમ શું હતો તે નક્કી કરવા માટે ઘણી બારીક
"તપાસ ચાલી હતી અને પરીણામે ખોજાઓ 'શીઆ ઇસમાઇલી'
"હતા એવો ચુકાદો અપાયો હતો. તે વેળા હાલના 'શીઆ ઇસના
"અશરી' ધરમ વીષે કાંઇ પણ ચરચા કરવામાં આવી હતી નહીં,
"તેમજ ખોજા કોમ 'ઇસલામી ધરમ' માં દાખલ થવા પછી તેઓ
"જાણતા વટીક નહીં હતા કે તેઓ કયા મઝહબવાલા છે. તેથીજ

"તેઓ મુંબઇમાં સુન્નીઓની પાછળ પાછળ ચાલતા રેહતા હતા.
"કેટલેક વરસે જયારે તેઓમાંથી જે લોકો પાછળથી છુટા પડયા
"તેઓએ 'સુન્ની ધરમ' અખતયાર કર્યો હતો, કાં નહીં તેઓએ
"પોતાને વટલાવનારા અસલ ધરમગુરૂનો 'શીઆ ઇસનાઅશરી'
"ધરમ અખત્યાર કીધો? મી. કાબા તરફની દલીલોમાં અગર કાંઇપણુ
"વજુદ હોત કે, 'ખોજાઓને વટલાવનારા પીરો અસલ સુન્ની નહીં
"પણુ શીઆ ઇસનાઅશરી ધરમ પાળનારા હતા' તો તેમની દરેક
"ધારમીક અને સંસારીક ક્રીયાઓ અસલથી જે 'સુન્ની ઉલ-
"માઓ' કરતા રેહુતા હતા, તેના બદલ 'શીઆ ઇસનાઅશરી'
"ઉલમાઓ કરતા રેહતે; કારણુ કે તે ઝમાનામાં શીઆ ઇસનાઅશરી
"પંથના ઉલમાઓનો હીંદમાં કાંઇ પણુ તોટો હતો નહીં, અને હીંદુસ્થા-
"નમાં એ પંથ ઇસલામી શહેનશાહતની સ્થાપનાના વખતેથીજ
"ફેલાયલો હતો, ખોજા કોમને વટલાવનારા પીરોની હાલની હયાત
"અવલાદે પોતાના બુઝરગોને લગતી વંશાવળીની તવારીખ બહાર પાડી
"છે, તે ઉપરથી પણ પીરોનો અસલ ધર્મ 'શીઆ ઇસનાઅશરી' હતો
"એવું કાંઇ પણ જણાતું નથી. વળી ઇ. સ. ૧૮૬૬ માં ચાલેલા
"મુકદમા વખતે અગર તે વેળા આગા હુસન અલીશાહ ઇછતે, તો તેમના
"તરફથી પણ પોતે જે ધર્મ કહેવાતો પાળતા હતા તે મુજબ બચાવ
"કરતે, તેથી ઉલટું તેઓએ પોતાને 'શીઆ ઇસમાઇલી' પંથના
"સાબીત કર્યા હતા. ખોજાઓને અસલ 'શીઆ ઇશનાઅશરી'
"ધર્મમાં વટલાવવામાં આવ્યા હતા, એવું છેક ઇ. સ. ૧૯૦૧ માં
"ખોજાઓની મોટી જમાતમાં પડેલા મતભેદ પછીજ કહેવામાં આવે
"છે. તે પહેલાંનો એક પણ એવો સંગીન દાખલો મી. કાબા
"પોતાના છેલ્લા રિવ્યુવાળા પુસ્તકો 'ખોજા પંથ દર્પણુ'માં દેખાડી
"શકયા નથી; માત્ર અનુમાન અને અટકળો તથા જાતી વિચારો

" ઉપરથી વિચારો બાંધી અભીપ્રાય આપ્યો છે કે, 'ખોજાઓનો અસલ
" ધર્મ શીઆ ઇસનાઅશરી હતો,' જે કર્તાની એક ખુલ્લી એકતરફી
" હઠ ધર્મી દેખાડી આપે છે. એક તીરયાત મઝહબ ધરાવતા અમારા
" જેવા એક પ્રેક્ષક માટે આ ઘણું મુશ્કેલીભર્યું છે કે જ્યાં સુધી એક
" તકરારી ધર્મ અખત્યાર કરવાની બાબતને કોઇ સંગીન દલીલોથી તેની
" સાચવટ સાબીત કરી આપવામાં નહિ આવે, ત્યાં સુધી તે પંથના
" ખરાપણાના સંબંધમાં અભિપ્રાય આપવો એકતરફી જ કહી
" શકાશે. કોઇ પણ ધર્મ અખત્યાર કરવાનું છુટાપણું આપણા
" દેશમાં અને લગભગ આખી દુનિયામાં હસ્તી ધરાવે છે; પણ
" તેથી પોતે અખત્યાર કરેલો ધર્મ, બીજા સઘળા ધરમો અને પંથોથી
" શ્રેષ્ટ છે એવું કહેવાની મગરૂરી લેનારાએ પ્રથમ પોતાના 'ફત્તેહના'
" નગારા વગાડવા વધારે વાજબી ગણાય. અમો ઘણા ખુશી થતે
" કે મી૦ કાબા પોતાના ગ્રંથ મધ્યેની તકરારોને શીઆ ઇસનાશરી
" પંથની હદ સુધીજ લંબાવતે અને બીજા પંથોની ઉંડાણમાં ઉત-
" રવાથી દુર રેહતે; પણ મી૦ કાબાએ તો પોતાના હરીફ પંથના
" મુકાબલામાં ઉતરવા ઉપરાંત, ગ્રંથના બીજા ભાગમાં વોહરા
" અને સુન્ની પંથના અકાયદોની ચર્ચા કરી પોતાની શોધખોળ
" અને જ્ઞાનનું મોટું પોકળ બતાવી આપ્યું છે. દાખલા તરીકે સુન્ની
" પંથ પાળનારાઓના અકાયદોનું વર્ણન આપતાં કેટલીક બાબતમાં
" તેઓએ ઘણીજ ગંભીર ભુલો કરી, પોતાના ગ્રંથના વાંચનારાઓને
" સુન્ની પંથના અકાયદોના સંબંધમાં બીલકુલ ખોટે માર્ગે દોરવવા
" જેવું કર્યું છે. અમો નથી સમજી શકતા કે જે પંથના અકાયદોનું
" તેમને સંપુરણ જ્ઞાન નહીં છતાં તેવા પંથના અકાયદોને પોતાના
" વિચારમાં આવ્યું તેવી રીતે ઠોકી બેસાડયાથી તેઓ પોતાને
" વિદ્વાનોના કયા દરજામાં દાખલ થવાની આશા રાખી બેઠા

"છે? અથવા તેઓએ એવી સમજ લીધી છે કે તેમના ગ્રંથથી
"બીજા પંથવાળાઓ પણ દોરવાઇ જશે? સુન્ની મઝહબ ધરાવનારા
"મુસલમાનોના અકાયદો સંબંધી વરણન આપતાં, મી. કાબાએ
"મુખ્ય કરી બે ઘણી અગતની બાબતોમાં દેખીતી રીતે સુન્ની પંથ
"વાળાઓને ઘણો મોટો ગેર ઈનસાફ કર્યો છે. ગોયા તેઓને એક
"જંગલીઓ તરીકેના મઝહબ પાળતા ચીતરી દીધા છે."

× × ×

"રીવ્યુવાલા પુસ્તકના સંબંધમાં અપક્ષપાત રીતે એટલું કહી
"શકાશે કે, ગ્રંથના કરતાએ પોતે ધારણ કરેલા શીઆ ઈશના-
"અશરી ધર્મને શ્રેષ્ઠ બતાવવા સારૂ શીઆ ઇમામી ઇસમાઇલી
"ધર્મનું એક તરફથી પોકળ બતાવતાં બીજા હાથ ઉપર સુન્ની અને
"વોહરા જેવા શરીઅતના જ્ઞાની મુસલમાનોના અકાયદોનું શરાગત-
"ભર્યું વર્ણન આપી, પોતાની મતલબને ઘણી અર્થસુચક રીતે પાર
"પાડવાનો ભેદ દાબી રાખ્યો છે. ઘણાજ ખેદ સાથે કહેવું પડે છે કે,
"મી. કાબાએ પોતાના ગ્રંથના બીજા ભાગમાં પ્રસ્તાવનાવાળા
"લખાણના પાના ૧૨ માં લખ્યું છે કે:—

"મી. જે. નેલ્સન ફ્રેઝર પોતાના 'હીસ્ટરી ઑફ ધી ઇંગ્લંડ'
"નામના પુસ્તમાં લખે છે કે, ઇતિહાસવેત્તાએ ખરા દિલથી બીન-
"પક્ષપાતે જે હકીકત તેણે મેળવી હોય તે લખવી; વળી પોતાના
"પક્ષની ચુક હોય તો તે પણ કબુલ કરવી જોઇએ. પણ મી.
"કાબા તો ઉપલી મી. જે. નેલસનની શિખામણથી કેટલે દરજે
"વેગળા જઈ ઉલટી રીતે વર્ત્યા છે. દેખીતી નજરે તેઓ સુન્ની
"મુસલમાનોના અકાયદો લખતાં જેમ તાઅસુબથી દોરવાઇ ગયા
"છે, તેમ પોતે અખત્યાર કરેલા શીઆ ઇસનાઅશરીજ ધરમને
"શ્રેષ્ઠ દેખાડવા માટે તેના મધેની ખાસ ખામીઓ અને ચુકોને

" દેખાડવાના અખાડા કર્યા છે. દાખલા તરીકે, તેઓ પોતાના ગ્રંથમાં
" શીઆ ઇસનાઅશરીનાં અકાયદાનું વરણન આપતાં એ પંથવાળા
" કુરાન પાકના ફરમાનો વિરૂધ 'હીંદુ-લૉ' ઉપર ચાલે છે તે
" લખ્યું નથી, અને 'તબરરા' જેવી એક નીંદા કરનારી ભુલને દેખા-
" ડવાના અખાડા કર્યા છે; તથા 'તબરરા'ની જે સમજ આપી છે
" કે ચહારદહ માસુમોના દુશમનોથી બેજારી રાખવી એ દુશમનો
" કયા પંથના લોકો છે તે દેખાડયું નથી, અને તે પંથવાળાઓના
" અકાયદાનું પણ વર્ણન આપ્યું નથી, પણ તેમના લખવાના
" ભાવાર્થ ઉપરથી અને સીરાજુલ-મુનીર નામની એક સુન્નીઓના
" અકાયદો વિરૂધ ખોટી નિંદા કરનાર 'નોવેલ'ના વાંચન ઉપરથી
" એવું ખુલ્લી રીતે અનુમાન થાય છે કે, તે પંથવાળાઓ સુન્ની
" મુસલમાનોજ હોવા જોઇએ છે; કારણ કે મી. કાબાની જાણ
" પ્રમાણે એજ પંથવાલાઓ 'ચહારદહ માસુમો'ને માનતા નથી.
" એ દલીલના ટેકામાં તેઓએ સુન્નીઓની કોઇપણ કીતાબનો દાખલો
" આપવો જોઇતો હતો. ઇસલામના તમામ ફીરકાઓમાં આ હદીસ શરીફ
" મશહુર છે કે, 'જે ઉપર તમો જે વિચારોસર લાનત મોકલો,
" તે લોકો તેવા વિચારના નહીં હોય, તો તે લાનત તમારી ઉપર પાછી
" ફરે છે.' હવે સુન્ની મુસલમાનોનો શું અકાયદ છે તે નીચલી 'ચાર
" બેતો' ઉપરથીજ સમજી શકાશે.

" બંદએ પરવર દીગારમ ઉમ્મતે અહમદનબી,
દોસ્તદારે ચાર યારમ તા-બ અવલાદે અલી;
મઝહબે હનફી દારમ મીલ્લતે હઝરતે ખલીલ,
ખાકપાયે ગોસે આઝમ ઝેર સાયે હર વલી."

" અવલાદે અલીમાં બારા ઇમામો તથા તમામ સચ્યદ સાદાતો
" પણ સમાઇ જાય છે. સુન્ની મુસલમાનોના સંબંધમાં એ એ

"પંથવાલાઓના મઝહબમાં કોઇને પણ બુરૂં કહેવામાં આવ્યું નથી;
"કારણ કે ગીબતના કરનારાઓ માટે કુરાન પાકમાં તેમને 'ઝીનાથી
"બદતર ગુનાહ કરનાર' અને હદીસમાં 'પોતાના ભાઇનું માંસ
"ખાનારા' તરીકે ઓળખાવવામાં આવ્યા છે. હદીસ પાકને ખરી
"માનવામાં આવે, તો જે પંથોમાં 'તબરરા' જેવી ચીજ દાખલ
"થયેલી હોય અને તે પંથવાળાઓ પોતાને બીજા પંથોથી શ્રેષ્ટ
"ગણે, તો ધારમીક દલીલોની તકરારથીજ નહીં, પણ સાધારણ
"અકલથી પણ તેમનો પંથ ટકી શકતો નથી. અમો જોઇને ઘણા
"ખુશી થયા છીએ કે, આગાખાની પંથવાલા શીઆ ઇમામી
"ઇસમાઈલી અને વોહુરાઓના અકાયદો જે વર્ણવામાં આવ્યા
"છે તેમાં 'તબરરા' જેવું કાંઇ નથી.

ઉપરના રીવ્યુ ઉપરથી અમારા સુજ્ઞ વાચકોને જણાઇ આવશે કે, ખોજાઓનો ધર્મ ઇસમાઈલી છે. એ બાબત ખોજા પંથના પૂર્ણ દ્વેષી મી. કાબાના લખાણ ઉપરથી ઉપરના લેખકે સિદ્ધ કર્યું છે.

---

## ત્રતીય દર્શન.

### ઇસમાઈલી પેટા સતપંથ ધર્મના મુરીદ મી૦ કાબા.

આંધળા આગળ હીરા અને કાંકરા સરખા, બહેરા આગળ કોયલનો સૂર અને કાગડાનો સૂર સરખો, મુંગા આગળ સુખ અને દુઃખની વાતો કરવી સરખી છે, તેમજ જેનો મુદ્રાલેખ હસદ, નિંદા અને કીનો છે તેને સત્ય અસત્યનો સાર સમજાવવો સર ખો છે.

ઇસમાઇલી મઝહબ એક ઇસલામનો ફીરકો છે. તેના વાસ્તે કોઇ પણ ના પાડી શકે તેમ નથી. ઇસ્લામના સ્થાપક મહાન પેગંબર રસુલ સ૦ હતા અને તેમનાથીજ ઇસ્લામ હસ્તીમાં આવ્યો. પાછળથી ઇસ્લામમાં ફીરકા પડવા શરૂ થયા, પણ તે અગાઉ માત્ર સત્ય ઇસ્લામ હતો. જેમ જેમ આલીમો પોતાના મતો જાહેર કરતા ગયા અને લોકોને જે સારૂં લાગતું ગયું તેમ તેમ તેમાં છુટા થતા ચાલ્યા. છેવટે જેમ જેમ ફીરકા વધતા ગયા તેમ તેમ હરેક ફીરકાના માણસો પોતપોતાના ફીરકાપર મુસ્તકીમ રહી ઢચુપચુ મનના માણસોને પોતા તરફ વળણ કરાવતા થયા અને ફીરકાના સ્થાપકો આલમો પોતાના મત પર વધુ અને વધુ મુસ્તકીમ રહી પુષ્ટ બન્યા. તેમાં લોકોનીજ હાલહવાલી થઇ. એકમાંથી નીકળી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં ઢચુપચુ થઇ લોકો ફરતા રહ્યા છે, પણ સ્થાપકો તો પોતાના ફીરકાપર જેવા ને તેવા મુસ્તકીમ છે; અને જે કાંઇ ખમવું પડયું છે અને પડે છે તે માત્ર અફડાતફડીમાં પડેલાઓજ ખમે છે.

ખોજા, ગુપ્તી, મોમના કે સતપંથીઓ જે અસલમાં હિન્દુ હતા તેમને રસુલ સ૦ આલ નસલ બ નસલથી ઉતરતા આવેલા ઇમામો જે ઇસમાઇલીઓના નામે મશહૂર છે, તેમના હુકમથી ઇસમાઇલી પીરોએ તેમને ઇસમાઇલી મઝહબમાં દાખલ કીધા હતા. તેમને ઇસ્લામના બીજા ફીરકાઓ સાથે કશો સંબંધ હતોજ નહિ. પણ, ઇસમાઇલી મહાન પીર હસન કબીરૂદ્દીનની વફાત પછી સમજુતીની ગેરહાજરીમાં તેઓમાંના ઉપર વાંચી ગયા તેમ કેટલાકો અહિં પણ અફડા તફડીના ભોગ થઇ પડયા, અને છેલ્લે ઇસમાઇલી મઝહબ મૂકી (પોતાના ઇમામથી ફરી) ઇસનાઅસરી મઝહબમાં વટલાણાં, તેઓએ તો પોતાના ઇમામો, મુર્શિદો, પીરોને વગોવવાની હદ કરી મૂકી છે.

પોતાની માને વગોવવાની આલા હીંમત તેમના જેવી બીજા લોકોમાં કદાચજ જોવામાં આવી હશે ! !

જુઓ કુરાને શરીફ સુરે ફતેહ આ. ૧૦

" ખરેખર, જેઓ ત્હારી સાથે બૈયઅત કરે છે, તેઓ " માત્ર ખુદા સાથે બૈયઅત કરે છે, ખુદાનો હાથ તેઓના હાથ ઉપર " છે. પછી જે કોઇ વચન તોડે છે, તે માત્ર પોતાના વિરૂદ્ધ વચન તોડે " છે, અને જે કોઇ તે વચન પૂરૂં પાળે છે કે જે, તેણે ખુદાને આપ્યું " છે તેને ખુદા જલ્દીથી મોટો બદલો આપશે."

અમો જે કાંઇ બોલવા માંગીએ છીએ તે ખોજામાંથી નીકળી ગયેલાઓના આલમ મી. એદલજી ધનજી કાબા તથા અજ્ઞાન લોકોના અંગે છે.

વીરોધીઓ તેમજ અજ્ઞાન લોકો એમ બોલી ઉઠે છે કે ઇસમાઇલીઓમાં નમાજ, રોજાં, કુરાન નથી. ત્યારે હાલના ઇસમાઇલી હાજર ઇમામ મૌલાના પીર સુલતાન મહમદશાહા પોતાના મુરીદોને શું કહે છે? તે તરફ વાંચકોનું લક્ષ્ય ખેંચીએ છીએ.

## મૌલાના હાજર ઇમામનાં ફરમાનો.

૧. તમારામાં કેટલાક એવા ઇમાનદાર માણુસોની જરૂર છે કે જેઓ કુરાને શરીફ પઢયા હોય, તેમજ જ્ઞાનમાં પણ બરાબર વાકેફગાર હોય.

૨. તમારામાં કેટલાક એવા છે કે જ્ઞાન પઢે છે, પણ તેનો મકસદ સમજતા નથી. જ્ઞાનનો માયનો સમજતા નથી. જે ઇનસાનને સમજણ નથી તે જાનવર મીસાલ છે.

૩. હિન્દુઓની વાતો ઇલમમાં પઢો છો તે વાજબી નથી. જયારે તમો હિન્દુ હતા તે વખતે પીર સદરૂદ્દીને તમોને રસ્તો દેખાડયો, તે

વખત વહી ગયો. હવે મૌલાની તારીફ તથા ઓલાદ હાજર ઇમામની તારીફ પઢો. (બેહેરે રહેમત.)

ઇસમાઇલી પીરો તથા દાઇઓ તથા વકીલોએ પોતાના શિષ્યોને સત્ય ઇસ્લામ તથા તેના રાહબર ઇસ્માઇલી ઇમામો તરફ નીશાન તાકી બતાવ્યું છે. કલમો, નમાજ, રોજાં અને કુરાન વિષે વીરોધીઓ લખાણ કરી લોકોને ઉંધું સમજાવી ધર્મભ્રષ્ટ કરવાની કોશીશ કરે છે. પણ અમો તેવા લોકોને પૂછીએ છીએ કે, ચિતરાલ, બદકશાન, ખોરાસાન, અફઘાનીસ્થાન, ઇરાન, અરબસ્થાન, સામ તથા મીસરના ઇસમાઇલીઓ શું ક્રિયાઓ કરે છે? તે લોકો ઇસ્લામના કાનુનો મુજબ ચાલે છે અને પોતાના હાજર ઇમામ તરફ પૂર્ણ ભક્તિભાવ રાખે છે. ત્યારે તેઓ શું ઇસમાઇલીઓ નથી?

ઇસ્માઇલી પીરોએ હિન્દુસ્થાનની અનુકૂળતા પ્રમાણે દુઆ, ગટપાટ તથા જ્ઞાનો બતાવેલાં છે તેની ખાસ હિન્દુસ્તાનમાં આવશ્યકતા છે અને તે તેજ છે.

તેનાથી કદી પણ ઇસ્લામને ધોકો પહોંચ્યો નથી અને પહોંચશે પણ નહિ. જેના વાસ્તે અમો વધુ બોલવા માંગતા નથી. એ વિષય દર્વેશો, સુફીઓ અને વિજ્ઞાનીઓ સારી રીતે સમજે છે. અને જે પુરૂષ આ વિષયને સમજે તે કદી પણ તેના ઉપર ચુંચરા કરે નહિ. આ બાબતો કેટલી અગત્યની છે, તે ઇસમાઇલી ફીરકાના માણસો સારી રીતે જાણતા હોવા જોઇએ, જે ઇસમાઇલી મજકુર પીરોની નસીયતની વિરૂધ મનસા, વાચા, અને કર્મણાથી જાય છે તે ખરો ઇસમાઇલી નથી. તેટલુંજ નહિ પણ તે ઇસલામનો શત્રુ છે.

જુઓ, કુરાને શરીફ સુરે બકર આ. ૨૬૯.

"જેને તે ચાહે છે તેને તે જ્ઞાન આપે છે, અને જેને જ્ઞાન આપ-

"વામાં આવ્યું છે, તેને ખરેખર પુષ્કળ ફાયદો આપવામાં આવ્યો
"છે. પણ ડાહ્યા માણસો સિવાય બીજું કોઇ શીખામણ લેતું નથી."

વળી જુઓ કુરાને શરીફ સુરે અઅરાફ આ. ૭૯.

"પછી તેણે તેઓની તરફથી મ્હોં ફેરવ્યું અને કહ્યું. હે લોકો,
"ખરેખર મેં તમને મ્હારા પરવરદેગારના સંદેશા પહોંચાડયા છે,
"અને મેં તમને શિખામણ આપી છે; પણ તમે સલાહ આપનારને
"ચાહતા નથી.".

ઇસમાઇલી વિદ્વાન મહાત્મા નુરૂદ્દીન મહમદ (સતગુરૂનુર) એ ખેતર ખેડી તેમાં બી નાખ્યાં અને પીર સમશે કુમળા મોલમાંથી નીંદાણી* કરી કરપણી ફેરવી. પીર સદરદીને તૈયાર પાકને જોયો એટલે તેને ભરી રાખવાની જરૂર જણાઇ એટલે વાડો બાંધ્યો અને પીર હસન કબીરૂદ્દીને વાડામાં ખીચોખીચ પાક કાપીને ભરી દીધો તે ભંડાર જગતના સામે ખુલ્લો પડયો તેથી લૂંટારાઓ ધાડ પાડી લૂંટવા લાગ્યા. પાક ઉગાડવાની અને સંભાળવાની વિધિ એક હોઇ શકે નહિ. ખેડવા ઉગાડવાનાં હથીઆરો તો તેમના આગલા વિજ્ઞાનીઓએ ઘણાંજ મજબૂત અને સારાં તૈયાર કરી આપ્યાં હતાં. તેને સંભાળવાને મીસરનાં હથીઆરોની જરૂર પડશે તે તેઓ જાણતા હતા તેથી પાછલાઓને માર્મિક વચનોમાં સમજાવી ગયા હતા. અને તેઓ એકજ હથીઆરથી ખેડવા અને સંભાળવા લાગ્યા તેથી ખેડ ઘણી સારી થતી અને પાક ઘણોજ ઉત્તમ પાકતો અને પાકે છે. પણ સંભાળવાની બાબતમાં મીસરનાં મજબૂત હથીઆરો નહિ વાપરે ત્યાં સુધી લૂંટારાઓના

---

* નીંદાણી—પાકના આજુબાજુમાં ઘાસ નીકળે છે, તેને સાફ કરવાથી પાક સારો થાય તેને નીંદાણી કહે છે.

સામે થવામાં અને ગયેલો માલ પાછો મેળવવામાં જેવું જોઇએ તેવું પરિણામ આવી શકે નહિ.

ઇસમાઇલી ફીરકાના પેટા ફીરકાઓ પણ હિન્દુસ્તાનમાં સર્વે ઠેકાણે છે તે પેટા ફીરકાવાળાઓના મત કેવા છે તે અમો તેમનાજ બોલોથી ટાંકી બતાવીશું.

"તવારીખે પીર"ના કર્ત્તા સૈયદ સદરૂદ્દીન નવસારીવાળા મજકુર પુસ્તકની પ્રસ્તાવનાના પાના બીજે લખે છે કે, "કેટલોકોનું માનવું "એવું છે કે જે કોમમાં તે મહાન પુરૂષ થયો હોય તે કોમને તેના "ચરિત્ર જાણવાં ઉપયોગી છે; પરંતુ તેજ ચરિત્રો અને વિચારો બીજા "પંથવાળાઓને ફાયદાકારક નથી પણ અમારા વડીલ પીરો કે જેમની "તરફ આજે આખી દુનિયા હેરતની નજરથી જોઇ રહી છે, તેમનાં "ચરિત્રો હિન્દુ, મુસલમાન તો શું પણ સામાન્ય આખી સૃષ્ટિના મનુ-"ષ્યને એક સરખી રીતે ઉપયોગી થઇ પડે એવાં છે."

આગળ ચાલતાં મજકુર પુસ્તકના પાને વીસમે નીચે મુજબ લખાણ કરેલું છે:—"પીર સૈયદ નૂરૂદ્દીન સાહેબ......આપ હિન્દુસ્થાન "પધાર્યા તે સમયે લોકોની સ્થિતિ ઘણીજ વિચિત્ર પ્રકારની હતી. "લોકો આપખુદી મૂર્ત્તિપૂજકો અને ન્યાતિબંધનોમાં ફસાયેલા હતા. "તેઓમાં આવા સમયે ખરા ધર્મનો પ્રકાશ કરનાર કોઇ હતું નહિ. "હજરતે પોતાના ઉપદેશનું કામ ઘણીજ મિત્રતા અને ભ્રાતૃભાવ "સાથે આરંભ્યું અને લોકોમાં પરમાત્માની પાક જાતની પીછાણ "અને આઝાદીના શિક્ષણનો પ્રચાર કર્યો. ત્યાર પછી તેમની "ઓલાદમાં થયેલા સુપ્રસિદ્ધ પીરોએ હિન્દુસ્થાન દેશને પોતાનું "ક્ષેત્ર ઠરાવ્યું અને હજારો લોકોને સત્ય પંથથી મુસર્રફ* કરી એવો

* મુસર્રફ—પાવન.

" પ્રકાશ આપ્યો કે, જે આજ સુધી જેવો ને તેવોજ કાયમ છે.
" આ મહાન્ પીરોની મુખ્ય નેમ સાચા પંથનો પ્રચાર કરવાની હતી.
" જેવા પ્રકારો વડે એ ધર્મ પ્રચારની યોજના તેઓએ યોજી છે તે
" પ્રકારો મહાન્ બુદ્ધિવિશાળ પુરૂષના ભેજામાં સમાઇ શકે, એવા
" હોવાથી સામાન્ય બુદ્ધિનાં માણસોને એ ધર્મ સંબંધી જૂદી
" જૂદી કલ્પનાઓ કરવાનું કારણ મળે છે."

આગળ ચાલતાં મજકુર પુસ્તકના ત્રેતાલીસમે પાને " પીર
" સૈયદ સદરૂદ્દીન સાહેબ, આપ નાનપણથી ઘણીજ બુઝૂર્ગીવાળા
" નીવડયા હતા તેથી આપના વડીલોના મુરીદોમાં આપે ઘણોજ
" સુધારો વધારો કરી ઇશ્વરની પાક જાતનો મહીમા સમજાવવામાં
" આપ ઘણા ફત્તેહમંદ થયા હતા." તેજ લેખમાં પાને પીસ્તાલી-
સમે " લુવાણા જાતીના લોકો પૂર્વે પીર નૂર સતગોર તથા પીર
" સમસુદ્દીનના વખતથી અનુયાયી થયેલા હતા, પરંતુ તેઓએ
" માનવંતા પીર સદરૂદ્દીનના વખતમાં પુરણ રીતે ઇસ્લામની ખોજ
" કરી તેનો અંગીકાર કર્યો ત્યારથીજ એ માનવંતા પીરે તેઓને
" ખાજાનો ખેતાબ આપ્યો છે."

વંશાવળીના મથાળા હેઠળ વંશાવળી લખેલી છે કે, " હજરત-
અલી, ઇમામહુસેન, ઇમામ જેનુલ આબેદીન, ઇમામ મહમદ બાકર,
ઇમામ જાફર સાદક, ઇમામ ઇસમાઇલ અલઆરેજ, સૈયદ મહમદ,
સૈયદ ઇસમાઇલ રજા, સૈયદ મનસુર મહમદ, સૈયદ કાલીફ, સૈયદ
અબદુલ મજીદ, સૈયદ મુસ્તફા, સૈયદ અહમદ હાદી, સૈયદ હાસમ,
સૈયદ મહમદ, સૈયદ મહમુદ, સૈયદ ખાલીલ, સૈયદ મોઅમીન, સૈયદ
ઇસલામુદ્દીન, સૈયદ સબાકિદ્દીન, સૈયદ શમસુદ્દીન, સૈયદ નસીરૂદ્દીન,
સૈયદ શાહબુદ્દીન, સૈયદ સદરૂદ્દીન, સૈયદ કબીરૂદ્દીન," આ પ્રમાણે
વંશાવળી આપેલી છે.

વાંચનારાઓએ જોઇ લીધું છે કે, 'તવારીખે પીર'ના લખનાર સૈયદ સદરૂદ્દીન ઇસમાઇલી મઝહબના પેટા ફીરકાના છે. તેઓ પોતાને પહેલા ઇમામ મૌલાના અલીથી લઇ છઠ્ઠા ઇમામ મૌલાના ઇસમાઇલની ઓલાદ પીર સૈયદ મહમદ (સદગુરૂનુર) ના નસલથી લઇ પીર શમ્સ, પીર સદરૂદ્દીન અને પીર હસન કબીરૂદ્દીનના ફરજંદ ઇમામશાહના વંશના કહી પોતાનું ગૌરવ દાખવે છે.

"અમારા વડીલો પીરો કે જેમના તરફ આજે આખી દુનિયા "હેરતની નજરથી જોઇ રહી છે, તેમના ચારિત્રો હિન્દુ મુસલમાન તો "શું પણ સામાન્ય આખી સૃષ્ટિનાં મનુષ્યોને એક સરખી રીતે ઉપ- "યોગી થઇ પડે એવાં છે."

તેમનાં એ વચનો યથાર્થ છે.

'અખબારે ઇસ્લામ'ના અધિપતિ ખાનસાહેબ કાજી ઇસમાઇલ કાજી મહમદ મીયાં પોરબંદરી હીજરી સન ૧૩૩૨ શાબાન તા૦ ૨૩ મી ઇ૦ સ૦ ૧૯૧૪ જુલાઇ તા. ૧૮ મી ને વાર શનિના અંકમાં અધિપતિની નોંધનાં મથાળાં હેઠળ ખોજાઓને હિન્દુમાંથી વટલાવ- નારા પીરોની 'તવારીખે પીર' નામની ચોપડીનો રિવ્યુ લેતાં પોતાનો સ્વતંત્ર મત નીચે પ્રમાણે આપે છે:—

"તવારીખમાં વર્ણવેલા પીરોની વંશાવળી (સીજરો) હજરત "બાવા આદમના વખતથી રજુ કરવામાં આવી છે. તે ઉપરથી "જણાય છે કે ઇમામ હજરત જાફર સાદીક ર૦ થી એ પીરોનો "વંશવેલો જુદો પડી હજરત ઇમામ ઇસમાઇલ અલઆરેજ, પછી "સૈયદ મહમદથી શરૂ થાય છે. જે હાલની હૅયાત નવસારી દરગાના "સજ્જાદા નસીન સૈયદ પ્યારે સાહેબ અને તેમના પછીના ગાદી "વારસ સૈયદ બાપુમીયાં સાહેબ સુધી પહોંચાડવામાં આવ્યો છે.

"આ ઉપરથી ઉપલા પીરોના હાલની ઓલાદના મઝહબ સંબંધી
"એવું સીધું અનુમાન નીકળી શકે છે કે, તેઓ શીઆ ઇસમાઈલી
"ધર્મના પાળનારા હોવા જોઇએ. પણ 'ખોજા પંથ દર્પણ'ના કર્ત્તા
"મી૦ એદલજી ધનજી કાબા જેવી રીતે અનુમાન કરે છે કે ઉપલા
"પીરો શીયા ઇસનાઅશારી મઝહબ ધરાવતા હતા, તેનો પત્તો રીન્ચુ-
"વાળી આખી તવારીખમાં કોઇણી ઠેકાણે લાગ્યો નથી." તથાસ્તુ.

ખાન સાહેબનો ઉપરનો ખેંચેલો સાર સત્ય છે. સૂર્યને કોઇ હજાર વાર ઢાંકવાનું કરે પણ તે ઢંકાતો નથી. મી૦ કાબાનાં વાકયો આપણે વાંચીશું ત્યારે સંપૂર્ણ ખાત્રી થશે કે, મી૦ કાબાના દિલમાં હસદની આગ સળગેલી છે. તેથી દંભ કરે છે. ખાન સાહેબે જે સાર ખેંચેલો છે તે "મી૦ એદલજી ધનજી કાબા જેવી રીતે અનુ-
"માન કરે છે કે ઉપલા પીરો શીયા ઇસનાઅસરી મઝહબ ધરાવતા
"હતા તેનો પત્તો રિન્ચુવાળી તવારીખમાં કોઇ પણ ઠેકાણે લાગ્યો
"નથી" તે અક્ષરે અક્ષર સત્ય છે.

મી૦ કાબા 'ખોજા પંથ દર્પણ' ભાગ પાંચમાના બેંતાલી-સમે પાને લખે છે કે "અમોએ જે પુસ્તકમાં અમારો ધાર્મિક
"એતેકાદ જણાવ્યો હોય તેજ અમારો ધાર્મિક એતેકાદ છે એમ
"માનવું જોઇએ. અમારા તરફથી બહાર પડેલ ઇસના
"અસરી મઝહબની ખુબીઓને વાંચો કે જેથી આપને ખાતરી થાય
"કે અમારા ધાર્મિક વિચારો જણાવતું તે પુસ્તક છે."

આગળ આપણે તેમના મઝહબના વિચારોનું અવલોકન કરીશું. પણ હાલ આ પ્રસંગે તેમના મઝહબમાં પીરો વિષે કેવી માન્યતાઓ છે તે તપાસી જોઇએ.

'ખોજા પંથ દર્પણ'ના બીજા ભાગના ઇસના અસરીઓના અકાયદવાળા પ્રકરણ છઠ્ઠાનાં બાવનમે પાને મી. ઠાબાએ ઇસના અસરીઓનો મત નીચે મુજબ આપેલો છે, "પીરી મુરીદીનો રીવાજ (ઈસના અસરીઓમાં ) નથી." પીરો વિષે ઇસના અસરી ધર્મની માન્યતાનો નમૂનો પહેલો.

ઇસના અસરો મઝહબનું શિક્ષણવાળા મથાળા હેઠળ છવ્વીસમે પાને, "ઇસના અસરો ઇલ્મ નામના પુસ્તકમાં મી. ઠાબા નીચે મુજબ લખે છે. "ઇસના અસરી સાદાતોને પીરી મુરીદી કરવાનો બિલકુલ "હક નથી. આ બાબતમાં હઝરત પેગમબર સાહેબની દુરઅંદેશી "બહુજ વખાણવાજોગ છે. કેમકે જે જે કોમમાં પીરી મુરીદી ચાલે "છે, ત્યાં ત્યાં સ્વાર્થી પીરો પોતાના મુરીદોને કાષ્ટની પુતળીઓ "બનાવી તેમનું સર્વસ્વ લુંટી ખાય છે. કોઇ પણ ઇસના અસરી "સ્વાર્થી ધર્મગુરૂઓથી લુંટાતો નથી, તેમજ લુંટાવાની તેને દહેસ્તજ "નથી." નમૂનો બીજો.

મી. ઠાબાના ઉપલા લખાણથી આપણે જોઇ લીધું છે કે, ઇસના અસરીઓ કોઇને પીર તરીકે કબૂલ કરનાર નથી. જયારે ખોજાઓને બોધ આપનાર પીર સદગુરૂનુર પીર શમ્સ, તેમજ પીર સદરૂદીન, તેમજ પીર હસન કબીરૂદીન અને હાલના પીર શાહ સુલતાન મહમશાહ છે.

ઉપલી બીનાઓ ધ્યાનમાં લેતાં મી. ઠાબાનો કહેવાનો હેતુ છે કે ઇસના અસરીઓમાં પીરની હસ્તીનો રીવાજ નથી. ત્યારે ઉપર વર્ણવેલા પીરોને ઇસના અસરી પીર તરીકે ગણે છે તે મોટી તાઅજુબીની વાત છે! જયારે ઇસના અસરીમાં પીરો નથી ત્યારે મજકુર પીરો

કેવી રીતે કહી શકાય ? ત્યારે સાફ ચોખ્ખું સૂરજના જેમ રોશન થઇ જાય છે કે તે પીરો ઇસમાઇલી હતા અને છે.

મી૦ કાબા ખુલ્લી રીતે કબૂલ કરી ચુકયા છે કે, "હું અને મારા સાથીઓ બે પીરા છૈએ," પણ મી૦ કાબાના દીલમાં હસદની આગ સળગેલી છે જેથી અજ્ઞાન લોકોને ધોકો આપી ખોટે ખોટું સમજાવે છે કે પીરો ઇસના અસરી હતા. એ વાત દેખતાઓ તો કદી પણ કબુલ કરે નહિ, તેટલુંજ નહિ પણ આંખના આંધળાઓ કબૂલ કરે નહિ, કદાચ દિલના આંધળાઓ એ વાત કબુલ કરે તો ભલે ! જુઓ કલામે રબાની તથા હજરત રસુલ સ૦ અ૦ નાં ફરમાનો.

સુરે બની ઇસરાઇલ આ. ૭૧

"એક દિવસે (કયામતને દિવસે) હું દરેક કોમને તેઓના ઇમામની સાથે બોલાવીશ."

સુરે રસદ આ. ૭.

"યા રસુલલ્લાહતું ચેતવણી આપનાર છે, અને દરેક કોમને માટે હીદાયત કરનાર આવે છે."

સુરે આલ ઇમરાન. આ. ૧૦૧

"તમે સઘળા ખુદાવંદ તાલાની રસ્સીને પકડી રાખજો, જૂદા પડી જતા નહિ."

રસુલ સ૦ અ૦ હદીસો.

નં. ૧—"હું તમારે વાસ્તે બે ભારે ઉત્તમ ચીજો મૂકી જાઉં છું,
"તે બે રસ્સીની માફક એક બીજા સાથે વીંટાએલી રહેશે. તેઓ કોઇ
"પણ વખતે કપાઇ જશે નહિ. તેમ એકલી પડશે નહિ. છેવટે તે
"ચીજો મને હોજકૌસર ઉપર આવીને મળશે."

નં. ૨—"હયાત અને કાયમ ઇમામ વગર, ખાલી આ જમીન "રહી શકે નહિ."

નં. ૩—"જે શખ્સે આખર દમ, મરતાં સુધી પોતાના "જમાનાના હાજર ઇમામને ઓળખ્યો નહિ, તે અજ્ઞાનમાં મરી "ગયો. એવો જાહેલ અજ્ઞાન શખ્સ જહન્નમની આગમાં પડે છે."

નં. ૪—"જે મરે છે અને મરતી વખત સુધી પોતાના જમાનાના "ઇમામની શનાખ્ત મેળવી શકતો નથી, તે અંધકાર ભરેલાં મોતથી "મરે છે."

નં. ૫—જે મરે છે, અને મરતા વખત સુધી પોતાના જમાનાના "ઇમામની બૈયત પોતાની ગરદન ઉપર લેતો નથી, તે અંધકાર ભરેલાં "મોતથી મરે છે."

નં. ૬—જે માણસ ઇમામની સહાયતા વગર શરીઅત તથા "હકીકત જાણવા પ્રયાસ કરે છે, તે કાફર છે."

નં. ૭—જેઓને માટે મુરશિદ નથી, તેઓને માટે દીન નથી. "જેઓને માટે મુર્શિદ નથી તેઓનો મુરશિદ શયતાન છે."

આ વિષે ઘણું લખી શકાય તેમ છે, પણ આ પ્રસંગે તો આપણને એટલીજ બાબત જોવાની હતી કે, ખોજામાંથી વટલી ઇસના અસરી થયેલાઓમાં પીરી મુરીદી છે કે નહિ? વાંચકોએ જોયું છે કે મી. કાબાએ પૂરવાર કર્યું છે કે ખોજામાંથી વટલેલા ઇસના અસરીઓ મુરશિદ વગરના છે. મી. કાબા, તમો તો ઘણા ચાલાક લાગો છો. તમે કુરાન અલ્લાના કલામ પ્રમાણે તેમજ હઝરત રસુલ સ૦ અ૦ ના હુકમ પ્રમાણે ભટકી ભટકી આખરે નવસારીવાળા મીર પ્યારા સાહેબને મુરશિદ કરી લીધા, એ પણ ઠીક કર્યું. હવે ઇમામની શનાખ્ત પણ કદાચ તમોને થાય. તમારા કહેવા મુજબ તમારા સાથીઓ અંધકારમાં અથડાય છે તેનું કેમ?

જુઓ સુરે સફ. આ. ૮.

"કાફરો ખુદાવંદ તાલાના નૂરને પોતાના મોઢાથી બુઝાવી "નાંખવા ચાહે છે, પણ કાફરો જો કે નાખુશ થાય તો પણ ખુદા- "વંદ પોતાના નુરને ભરપૂર રાખનારો છે."

વાંચકો જાણી ચુકયા છે કે નવસારીવાળા સૈયદ મીર પ્યારે સાહેબ તથા તેમના ભાઇ સદરૂદ્દીન સાહેબ ઇસમાયલી મઝહબના પેટા ફીરકાના છે. તેમણે હાલ પાંચ વર્ષ થયાં 'સતપંથ પ્રકાશ મહા મંડળ' નામની સંસ્થા ખોલી છે અને દર વર્ષે 'સતપંથ પ્રકાશ મહા મંડળ' તરફથી કૉન્ફરન્સ ભરે છે. તેમના મુરીદો પાટીદાર, કણબી, કાછીઆ, કોળી અને કેટલાક મોમના પણ છે. ૧૯૧૬ ના વર્ષમાં જ્યારે તેમની કૉન્ફરન્સ ભરાઇ હતી ત્યારે હું પણ ત્યાં હાજર હતો. મારી હાજરી મારા મિત્રો મીર પ્યારે સાહેબ તથા મીર સદરૂદ્દીન સાહેબના ખાસ આમંત્રણને લઇને હતી મારા મોસાળ પક્ષના આજે પચ્ચીસ વર્ષ થયાં નવસારીમાં રહે છે તેથી મારૂં પણ આવવું જવું ત્યાં વિશેષ થાય છે.

મજકુર સભામાં મારી હાજરી દરમિયાન મારી નજરે ખોજા ગૃહસ્થના લેબાસમાં એક ગૃહસ્થ બેઠેલા જોવામાં આવ્યા. તેઓ કોણ હશે તેની પૂછપાછ કરતાં મારા મિત્રો તરફથી મને જણાવવામાં આવ્યું કે, તેઓ મી. એદલજી ધનજી કાબા છે. મી. એદલજી ધનજી કાબા સાથે પુસ્તક દ્વારા તેમની મુલાકાત થઇ ચુકી હતી. પણ તેમનાં સાક્ષાત્ દર્શન થયાં નહિ હતાં તે થતાં એક પળે ખુશી થઇ અને બીજી પળે દિલગીરી થઇ. વાંચનાર પૂછશે કે ખુશી શામાટે થઇ અને દિલગીરી શામાટે થઇ? તેના જવાબમાં એટલુંજ જણા- વવાનું કે, ખુશી એટલા માટે થઇ કે તેઓ અસલ ખોજા એટલે

(ઇસમાઇલી) હતા અને કેટલાક અંગત કારણોને લઇને જૂદા જૂદા ધર્મોમાં વટલી છેવટે ઇસના અસરી થયા હતા અને ઇ. સ. ૧૯૧૨ અને ૧૯૧૫ માં તેમણે ખોજાઓનો અસલ પંથ કયો ? તેની જીજ્ઞાસા દેખાડેલી હતી તેની તપાસ અર્થે કદાચ આવ્યા હોય અને ઇસમાઇલી મઝહબના પેટા ફીરકાનાં ભાષણો સાંભળી તેઓ પોતાના અસલ શીયા ઇમામી ઇસમાઇલી મઝહબ તરફ ફરે.

દિલગીરી એટલા માટે થઇ કે તેમણે ઇ. સ. ૧૯૧૦ માં 'ઇસના અસરી મઝહબની ખૂબીઓ' નામનાં પુસ્તકમાં પોતાને તે ફીરકાના જાહેર કરેલા. તે સિવાય તેમનાં પુસ્તકોથી તેમના વિચારો ઘણાજ વિચિત્ર પ્રકારના તેમજ ઇસ્માઇલી મઝહબના શત્રુ તરીકેનાં તેમનાં લખાણો મારા જાણવામાં આવ્યાં હતાં જેથી રખેને મી૦ કાબા દંભ કરી આ સભામાં આવ્યા હોય અને તેમની નફસાની ખાસીયતો હસદ, નિંદા અને કીનો, જે તેમનો મુદ્રાલેખ છે કે જેને વાસ્તે દરેક માણસ જે તેમના પુસ્તકોથી સમાગમમાં આવ્યાં હશે તેઓ સારી રીતે જાણતા હશે. ખોજા તથા ગુપતીઓને તેમણે આર્ય સમાજીઓમાં ધકેલી મારવા ઘણી કોશીશ કરેલી પણ તેની અસર ઘણીજ જુજ થવા પામી. ગુપ્તી મુરીદોએ જે જે જગ્યાપર એ પવન ફુંકાયેલો જોયો તે તે જગ્યાપર જાહેરમાં આવી ખુલ્લા દિલથી "લાઇલ્લાહા, ઇલ્લલા"નો કલમો પઢી બતાવ્યો અને ખોજા લકબ અખ્તિયાર કર્યો.

સુબાનઅલ્લા, શું ઇસ્લામની ખુબી, પણ નવસારીવાળી ઇસમાઇલી પેટા શાખા વાસ્તે મને એમ લાગ્યું કે રખે મી૦ કાબા પોતાનો દાવ આ તરફ ફેંકી લોકોને ભડકાવે ! જો મી. કાબા પોતાની નફસાની ઇચ્છા અહિં વાપરે તો હું ખાતરીથી કહું કે, નવ-

સારીવાળી ઇસમાઇલીઓની પેટા શાખાના મુરીદો મીર પ્યારા સાહેબ તથા મીર સદ્રૂદ્દીનના હાથમાં એક ઘડી વાર પણ ટકે નહિ. જો કે હું મજકુર સભામાં બેઠો હતો, પણ મારૂં ધ્યાન તો તેજ વિચારમાં હતું અને મારા ખરા અંતઃકરણથી ઇચ્છતો હતો કે મી. કાબાને ખુદા સદ્દબુદ્ધિ આપે.

મજકુર કૉન્ફરન્સના વકતાઓનાં ભાષણો પૂરાં થયાં બાદ 'સત-પંથ પ્રકાશ મહામંડળ' તરફથી તેમના કરતા કારવતાઓને તે સભાના પ્રેસીડેન્ટના હાથે તેમના કામ ઉપર પ્રશંસા કરી ચાંદ આપવાની ક્રિયા ચાલુ થઇ. સોનાના ચાંદો અપાયા બાદ મજકુર મંડળ તરફથી મીર સદરૂદ્દીન સાહેબ એક રૂપાનો ચાંદ હાથમાં લઇ ઉભા થયા અને તેમણે તે ચાંદ સુરતના પ્રખ્યાત વકીલ રા. રા. ગુલાબદાસ ભાઇદાસના હાથમાં મૂકવા અગાઉ નીચે મુજબ ટુંક ભાષણ કર્યું:—

"પ્રેસીડન્ટ સાહેબ તથા ગૃહસ્થો, મજકુર રૂપાનો ચાંદ મી. "એદલજી ધનજી કાબાને આપવાનો છે. તેઓ આ સતપંથ મહામંડ- "ળના સભાસદ તેમજ એક બાહોશ વકતા તથા એક અચ્છા લેખક છે." એમ કરી ચાંદ પ્રેસિડન્ટ સાહેબના હાથમાં મૂકયો. રા. રા. ગુલાબદાસ ભાઇદાસ વકીલે તે ચાંદ હાથમાં લઇ એક ઘણુંજ અસરકારક ભાષણ મી. કાબાને સંબોધીને કર્યું તે નીચે મુજબ હતું:—

"મને એક વિદ્વાનને ચાંદ આપતાં ઘણીજ ખુશાલી ઉપજે છે. હું "તમોને ભલામણ કરૂં છું કે તમો તમારા મુરશિદ પીર તરફ જે ભક્તિ- "ભાવ ધરાવો છો, તે ચુસ્તપણે ધરાવશો. તમો વિદ્વાન છો વળી લેખક "છો અને વક્તા પણ છો. તમારી વિચારનો લાભ તમારા મંડળવાળાને "આપજો અને તમો સતપંથના અનુયાયી છો માટે સંતપંથને દીપાવે "એવાં કામ કરજો."

પ્રેસીડન્ટે હાથ ઉંચો કરી ત્યાં ભેગા થયેલા સર્વે જણાઓને ચાંદ દેખાડી કહ્યું કે, "આ ચાંદ આપવામાં આવે છે તે માત્ર છાતી ઉપર "લટકાવવાને માટે અથવા મોટાઇને માટે નથી, પણ તે ચાંદ લટકાવ્યા "પછી તેને શોભે તેવાં કામ કરવાનાં છે." એમ કહી મી. એદલજી ધનજી કાબાને પોતાની પાસે બોલાવીને રૂપાંનો ચાંદ તેમના હાથમાં આપ્યો.

મી. કાબાએ તે ચાંદ પ્રેસીડન્ટને નમન કરી પોતાના હાથમાં લીધો અને સતપંથના ભગતને છાજે તેવી રીતે પોતાના નવા પીરોને નમન કરી પોતાની જગ્યાએ બેઠા. તે વખતનો દેખાવ જોવા જેવો હતો. મને તે વખતે સ્પષ્ટ દૃષ્ટિગોચર થતું હતું કે એ ખુબી સર્વે પવિત્ર ઇસમાઇલી વીર પુરૂષોની છત્ર છાયાની હતી.

મીર ખ્યારે સાહેબના તથા મીર સદરૂદ્દીનના મુરીદ તરીકે તેમને ( મી૦ કાબાને ) જોઇ અમોને ખુશી ઉત્પન્ન થઇ, જો કે તેઓ વચમાં પોતાના ઇમામથી ઘણા દૂર ગયા હતા, પણ ઇસમાઇલીની પેટા શાખામાં આવવાથી કોઇ દીને પણ તેઓ પાછા પોતાના ઇમામની તાબેદારી કરે એ સંભવિત છે, પણ જો તેઓ દાંભિક વૃત્તિથી તેમાં જોડાયા ન હોય તો. મી૦ કાબા ઇ. સ. ૧૯૧૦ માં ખોજાઓના અસલ પંથ ઇસમાઇલી સતપંથમાંથી નીકળી ઇસનાઅસરી થયા હતા, ત્યારે ખોજાઓમાંથી વટલેલા નવા ઇસના અસરીઓનો શું અકાયદો છે તેનું ચિત્ર તેમણે ઇસના અસરી ઇલમના પુસ્તકમાં ચીતરેલ છે, તે ખાસ અમારા વાંચનારાઓના ધ્યાનમાં રહે માટે લખી તેના ઉપર ટુંક વિવેચન કરેલું છે. જેથી ઇન્સાફી વાંચનારાઓના મોઢેથી એજ બોલો નીકળશે કે કોઇ પણ ધર્મના આવા હલકા વિચારો હોઇ શકેજ નહિ અને મી૦ કાબાએ જે ધર્મ ૧૯૧૦ માં અખ્તિયાર કીધો તે

ધર્મના આવા હલકા વિચારો જાણી ઇ. સ. ૧૯૧૬ માં ઇસમાઇલીઓના પેટા નવસારીવાળી શાખામાં જોડાયેલા હોવા જોઇએ.

---

## ચતૂર્થ દર્શન.

---

### મી૦ કાબાનું કુટુંબ ન્યાત બાહાર.

મી. કાબા પોતાનો હઠ ધર્મ મૂકતા નથી માટે હમારે ફરજીયાત તેમના બુનીયાતની શોધ કરી ઉઘાડી પાડવી પડે છે. તેમના બાપ દાદાઓ ક્યાં સુધી ખોજાઓ હતા અને તેમને કેવી રીતે ન્યાત બાહાર મૂકવામાં આવ્યા અને ફરી તેમને ન્યાતમાં લેવામાં આવ્યા તે અહેવાલ હેઠળ સત્તાવાર સાધનથી અહીં રજુ કરીએ છીએ.

જુઓ કુરાને શરીફ સુરે-બકર આ. ૧૬૧.

"ખરેખર! જેઓ કાફર ( નિમકહરામ-ગુણચોર ) થયા છે અને
"કાફરપણામાં મરી ગયા છે, તેઓની ઉપર ખુદાની ફીરસ્તાઓની
"અને સઘળા માણસોની લાનત (ફીટકાર) પડે છે."

કેમ મી૦ કાબા, તમારાં બાપ ધનજી ભીમજી સંવત્ ૧૯૪૧માં અમરેલી જમાતખાનામાં **નાંધી** † લઇ પૈસા આપ્યા વગર ચાઉ કરી ગયા તેના વાસ્તે કામડીઆ જેઠાભાઇ ધનજીએ તમારા બાપને ભર જમાત વચ્ચે ફજેત કર્યા તેથી તમારા બાપે આવેશમાં આવી

---

† નાંધી—ફાતીયા વગેરેની તૈયાર રસોઇ અથવા ફળફળાદી જમાતખાનામાં લઇ જવામાં આવે છે અને તે વસ્તુઓને જમાત તરફથી જમાતમાં જાહેર વેચવામાં આવે છે તેને નાંધી કહે છે.

જઇ કામડીઆ જેઠાભાઇ ધનજીની સાથે તકરાર કરી તે વખત તમારા કુટુંબીઓ જમાતખાનામાં હાજર હતા તે બાબત જુનાગઢના વારસ સાહેબ શેઠ કાસમભાઇ ઇસમાઇલ પાસે જુનાગઢમાં કેસ ચાલ્યો અને તમારા બાપને રૂ. ૧૦૧ નો દંડ કરવામાં આવ્યો. તે દંડ તમારા બાપ તરફથી ભરવામાં ન આવતાં જમાતે તમારા બાપને ન્યાત બહાર મૂકયા. ત્યાર પછી રૂા. ૧૦૧ દંડના ભરી માફી માંગી જેથી પાછા ન્યાતમાં લેવામાં આવ્યા. આ પહેલી ટીલી તમારા કુટુંબના કપાળે થઇ.

મી. કાબાજી સંવત ૧૯૫૨ માં કામડીઆ જમાલભાઇ મેઘજી અમરેલીમાં મજલસમાં આવેલા તે વખતે પણ તમારા કુટુંબીઓએ આગળના જેવી નાલાયક ચાલ ચલાવી તેના વાસ્તે તમારા આખા કુટુંબને જમાતે ન્યાત બહાર મૂકયા અને તમારૂં આખું કુટુંબ એક વરસ લગણ ન્યાત બહાર રહ્યું, અને છેવટે જમાત પાસે આવી માફી માંગી ત્યારે જમાતે તમારા કુટુંબને રૂા. ૧૦૧ નો દંડ કરી એવી નાલાયક ચાલ તમારા કુટુંબ તરફથી ન ચલાવવામાં આવે તેનું વચન લઇ જમાતના દફતરમાં તેની નોંધ લઇ એક વધુ વખત તમારા કુટુંબને ન્યાતમાં લીધા. આ બીજી ટીલી તમારા કુટુંબને કપાળે થઇ. ત્યારથીજ તમારા દિલમાં ખોજાઓને માટે હસદની આગ સળગેલી છે.

જુઓ કુરાને શરીફ સુરતલ—હોમઝા.

"દરેક નિંદા કરનાર (અને બીજાના) દોષ કાઢનાર ઉપર આફત "(૧) કે જેણે દોલત એકઠી કરી અને તે ગણી રાખી, (૨) તે ધારે "છે કે તેની દોલત તેને અમર કરનાર છે, (૩) નહિં, તેમ નથી. તેને "ખચિત હોતમાની અંદર નાંખવામાં આવશે, (૪) અને તું શું જાણે "છે કે હોતમાં શું છે? (૫) તે ખુદાની સળગાવેલી આગ છે. (૬) કે

"જે હૃદયો ઉપર ચ્હડી બેસે છે, (૭) ખરેખર તે આગ તેઓના ઉપર
"બંધ કરવામાં આવી છે, (૮) (કે જે) લાંબા થાંભલાથી મજબૂત
"કરવામાં આવી છે.

ઇ. સ. ૧૯૦૧ માં જુનાગઢના વારસ સાહેબ શેઠ કાસમભાઇ ઇસમાઇલને તમારા કુટુંબના સાથે બીજાઓ મળી કુલ અમરેલીના બાર જણાઓ શીયા ઇમામી ઇસમાઇલી ધર્મ મૂકી દેવા સંબંધી નોટીસ આપી ઇસના અસરીમાં દાખલ થયા.

મી૦ કાબા, તમારા કુટુંબના આમાલનામાનું લખાણ અમોએ સત્તાધારી અધિકારીઓ પાસેથી મેળવી રાખેલું છે, તે તમોને જોવું હોય તો મારે ઘેર પધારજો, એટલે ઘણી ખુશાલી સાથે બતાવીશ. કારણ કે, તમારા સાથે મારે કાંઇ પણ અંગત વેરભાવ નથી.

**સવાલ**—જે લોકોએ પોતાની પ્રથમની જમાતથી પોતાનો સંબંધ તોડી નાંખી નવી જમાત ઉભી કરી છે તે પૈકી કોઇ કાંઇ ભૂલ કરે તો તે નવી જમાત તેને ન્યાત બહાર મૂકી શકે કે નહિ?

**જવાબ**—અલબત મૂકી શકે. કારણ કે તે પોતાની કોમનો ગુનેહગાર છે તેથી તેને ન્યાત બહાર મૂકવાને તે કોમને અધિકાર છે.

એ વાત તો સૌ કોઇ સ્વીકારશે કે એક ન્યાતના માણસને બીજી ન્યાત, ન્યાતબહાર મૂકી શકે નહિ.

ખોજામાંથી વટલીને કેટલાક માણસો ઇસના અસરી થઇ ગયા છે તે બધાઓ કાંઇ ન્યાત બહારની ટીલીથી ઉત્પન્ન થયેલી હસદનું પરિણામ નથી. તેમજ ખોજા જમાતે તેમને ન્યાત બાહેર મૂકયા નથી પણ તેઓ ખુશીથી પોતાનો મઝહબ મૂકી બીજા મઝહબમાં ગયા છે. તેમને કોઇથી એમ નહિ કહી શકાશે કે તેઓને ન્યાતે ન્યાત બહાર મૂકયા છે. પણ તેના બદલામાં એમ કહી શકાશે કે તે લોકો પોતાનો ધર્મ મૂકી વટલી ગયા છે. કાબા જેવા લોકોને ખોજા

ન્યાત ન્યાત બહાર મૂકેલા છે તેથી તેમના દિલમાં હસદની આગ સળગવાથી તે ધર્મ તજી બીજા ધર્મમાં ગયા. તેમને તો એમજ કહેવાશે કે અમુક માણસોને ન્યાત બહાર મૂકેલા છે.

ન્યાત બહાર મૂકાયેલા અને પોતાની ખુશીથી પોતાનો અસલ ધર્મ તજી ગયેલાઓમાં ઘણોજ ફરક છે. તે ધિક્કારાયેલો અને હડસેલી મૂકેલો ગણાય છે. તેની પ્રતિષ્ઠા કોઇ કરી શકતો નથી. માત્ર તેના જેવાજ કરી શકે.

પોતાનો ધર્મ મૂકી બીજા ધર્મમાં ગયેલાઓની પ્રતિષ્ઠા તેમના નવા જથ્થાવાળામાં ઓછી થતી નથી. જો કે ધીક્કારાયેલાઓ નવા જથ્થામાં ભેળાય તો તે નવા જથ્થાવાળા મોઢેથી કાંઇ બોલે નહિ, પણ તેમના હૃદયમાં તેને હમેશાં ધીક્કારયેલોજ જુવે છે.

એ વસ્તુ પસંદ કરવા જોગ નથી કે પોતાનો ધર્મ મૂકી બીજા ધર્મમાં જવું. કેટલાક લોકો એમ માને છે કે પોતે જે ધર્મમાં છે તે કરતાં બીજા ધર્મો સારા છે અને તેમાં જવાથી મુક્તિ મળશે અથવા બહિશ્ત મળશે અથવા દુનિયામાં અયશઆરામ મળશે અથવા તો તે એમ પણ માને છે કે મારા ધર્મ કરતાં બીજાના ધર્મમાં કે જેમાં પોતે વટાલયેલો છે તેમાં દુનિયાદારીના સુગમ ભરેલા કાયદાકાનુનો છે પણ હું તેને મૂર્ખ સિવાય બીજું કશું કહેતો નથી. હું સારી રીતે સમજું છું કે ધર્મઅંધ લોકો આ મારી વાતને વખોડી કાઢશે પણ મને તેની જરા પણ દરકાર નથી. સત્ય જે મારા સામે ઉભું છે, તેને જોઇનેજ હું સત્ય લખું છું.

"જ્ઞાની પોતાના ધર્મમાં ખૂબ રહે મજબૂત,
છાનો માનો પિયુ શોધી લે મન રાખી સાબૂત."

(અનવર)

વિષયઅંધ માણસ એક રૂપવંતી સ્રીને જોઇ તેના પર મોહે છે, પણ તે વિષયમાં અંધ બનેલો છે તેથી તે તેને દેખાતું નથી કે તેની પોતાની સ્રી અને જેનાપર તે મોહી રહ્યો છે તે સ્રી તેમાં કશો ફેર નથી.

જૂઓ કે એક પાણી છે. તે પાણીને જૂદા જૂદા રંગનાં પાત્રોમાં ભરીશું તો શું તે પાણીના સ્વાદમાં ફેર પડશે? તેની લહેજત તેજ રહેવાની છે. પછી સુફેદ, ગુલાબી, લીલો, પીળો કે પછી જોઇએ તે રંગનું પાત્ર હોય તોપણ સ્વાદ તો તેજ આવવાનો છે, માત્ર જે દોષ થયો છે, તે દૃષ્ટિનો છે. એ વસ્તુને જ્ઞાની પુરૂષો સારી રીતે સમજે છે.

જે માણસ પોતાનો ધર્મ મૂકી બીજા ધર્મમાં કોઇ પણ કારણને લીધે જાય છે, તે જવાવાળાને ખરૂં જોતાં પોતાના ધર્મનું જ્ઞાન હોતું નથી. જો તેને સ્વધર્મનો ખ્યાલ હોય તો તે સમજી શકે કે મુક્તિ અથા બહિશ્ત અથવા ઉંચ નીચમાં જવાનું પોતાના કર્મોથી થાય છે. જેવું બીજ વાવશો, તેવું ફળ ઉગશે. અનેક ધર્મમાં વટલાવાથી પવિત્ર થવાતું હોય તેવું કોઇ ઠેકાણે જોવામાં આવતું નથી. એ વસ્તુ દરેક જીવ સમજી શકતો નથી, અને તેથીજ સ્થૂળને માની બેઠેલા તેમાં પતંગીયાંની માફક પડીને ફસાય છે.

જેને જ્ઞાન થયું છે, તે સારી રીતે સમજી શકે છે કે વસ્તુ દરેક ઠેકાણે એકજ છે. તેને વધુ ઓછા પ્રમાણમાં મેળવવાને યોગ્ય કર્મની જરૂર છે, પણ જે સ્થૂળને માની બેઠા છે કે આજ દેહ બહિશ્ત અથવા જહન્નમમાં જશે અને જેને કર્મોનું જ્ઞાન નથી તે એક નહિ પણ અનેક ધર્મોમાં વટલાઇ જાય તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. આટલું તો ચોક્કસ છે કે જ્યાં સૂક્ષ્મની માન્યતા છે. ત્યાં સ્થૂળને માની લેવામાં આવે છે. કે પરમાત્મા કોઇ એક જગ્યાપર બેઠેલો છે, તે આ દુનિયાથી જૂદો છે, તો તેવાઓની

સાથે કોઇ પણ બુદ્ધિશાળી જીવ રહી શકે નહિ અને કદાચ તેવા મંડળમાં તેની ઉત્પત્તિ થઇ હોય તો પણ તે પોતાને ઉંચે લઇ જશે, પણ જે ઉંચી સ્થિતિમાં ઉત્પન્ન થયેલા હોય છતાં પોતાના હાથે ઉંચ દશાને મૂકી, સ્થૂલ માન્યતાઓમાં પડે તો તેની કમનસીબી સિવાય બીજું કશું નથી. આ સંબંધી ઘણું લખી શકાય તેમ છે, પણ પુસ્તકના કદનો વિચાર કરી, આટલુંજ બસ થશે. વળી કોઇ અનુકૂળ પ્રસંગે એ વિષય લખીશું.

જુઓ કુરાને શરીફ સુરે માએદા આ. ૧૩.

"પછી તેઓને પોતાનું વચન તોડવા માટે અમે લાઅનત કરી,
"અને અમે તેઓનાં અંતઃકરણ કઠોર કર્યાં તેઓ શબ્દોને તેની જગ્યા-
"એથી ફેરફાર કરે છે, અને જે વડે તેઓને ઉપદેશ આપવામાં આવ્યો
"હતો, તેનો મ્હોટો ભાગ તેઓ ભૂલી ગયા; અને તું હમેશ તેઓનું
"અપ્રમાણિકપણું જાણીશ. પણ તે ઓમાંના જુજ માણસો અપ્ર-
"માણિકપણે વર્તશે નહિ; માટે તેમને માફ કર, અને તેમના
"તરફથી મ્હોં ફેરવ. ખરેખર, ખુદા સારાં કામ કરનારાઓને ચાહે છે."

મી૦ કામા, તમો તમારૂં પેટ ભરવા સારૂ તમારા નવા ધર્મમાં આલમ થવાનું ડોળ ઘાલી જૂની અને નવી જમાત વચ્ચે સુલેહનો ભંગ કરવાની તમારી અંગત વેરભાવનાને લીધે તજવીજ કરી રહ્યા છો, તે વાત હવે ઢાંકી રહેલી નથી. તમારી લગાવેલી આગ આસ્તે આસ્તે પજળી રહેલી છે તે કોઇ દિવસ જરૂર ભડકો લઇને ઉઠશે, એ નક્કી માનજો. તમો અમારા સીરતાજ હાજર ઇમામ ઉપર તેમજ અમારા અસલ ઇસમાઇલ ધર્મ ઉપર તેમજ અમારા ઇસમાઇલી મહાત્માઓ ઉપર તેમજ અમારી ન્યાત ઉપર ન છાજતા હુમલા કરી રહ્યા છો તેના સામે અમારા લોકો ચુપ હતા, અને એમ આશા

રાખતા હતા કે, તમારી નવી ન્યાતના ઉપરીઓ તમારી નાલાયક ભરી ચાલ તપાસી તમોને તેમ કરતાં અટકાવશે અને તેઓ કોમ કોમ વચ્ચેનો મીનાકેસો વધવા દેશે નહિ. પણ તેના ઉપર હજુ સુધી કશું ધ્યાન તમારી ન્યાતનું ખેંચાયેલું લાગતું નથી. તમારા નીચ હુમલા અમારા લોકોએ મુંગે મોઢે પોતાનું મોટું દિલ બતાવી સહન કર્યા છે. હવે તેમની સુબુરીનો અંત આવ્યો છે અને તમારા કનીષ્ટ નિંદક હુમલાઓ સાંભળી પોતાની કલમ સત્ય રીતે બચાવમાં ઉપાડી છે. અમો ખાતરીથી કહીએ છીએ કે, તમો તમારા ધર્મની શ્રેષ્ટતા બતાવવાનાં પુસ્તકો લખીને તે પુસ્તકોથી લાયબ્રેરી ભરી નાંખી હતે તો તેના સામે અમારા લોકો માંથું ઉંચું કરી જોતે પણ નહિ. મી. કાબા, યાદ રાખજો કે જ્યારે તમારી ન્યાતના સુલેહને જાળવનારા અને સમજુ કારભારીઓને તમારાં કનીષ્ટ નિંદક લખાણો તપાસવાનો વખત આવશે ત્યારે તમને કેવી શીક્ષા કરશે, તેનો તોલ તમેજ કરશો.

કુરાને શરીફ સુરે માએદા આ. ૬૪.

"જ્યારે તેઓએ લડાઇને માટે અગ્નિ સળગાવ્યો ત્યારે ખુદાએ
"તે ઓલવી નાંખ્યો અને તેઓ પૃથ્વીમાં ફસાદ કરવા દોડે છે અને
"ખુદા ફસાદ કરનારાઓને ચાહતો નથી."

---

## પંચમ દર્શન.

---

### ખોજાઓમાંથી કન્વર્ટ થયેલા ઇસનાઅસરીઓ અને તેમના મઝહબની ખૂબીઓ.

**'ઇસનાઅસરી મઝહબની ખુબીઓ'ના પુસ્તકના કર્ત્તા મી૰ કાબાએ મજકુર પુસ્તકની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે લેખ લખેલો છે,**

જે અમો અહિં ઉતારી લઇએ છીએ, જેથી વાંચકો ખરા ખોટાનો તોલ કરી લેશે.

" આજકાલ વરસાદના કીડાઓની પેઠે ધર્મ વધી પડયા છે.
" દીનપ્રતીદિન તેની સંખ્યાઓમાં ઉમેરો થતો જાય છે. દરેક ધર્મના
" સિદ્ધાન્તોમાં અન્યોઅન્ય તફાવતો છે. વિચારો એકબીજાથી વિરૂદ્ધ
" છે. સત્ય ધર્મશોધક મુસાફરને આવા અગણીત ધર્મોમાંથી સત્ય
" ધર્મ પારખી કાઢવો એ અતી કઠણ છે. પરંતુ તે વીના મનુષ્યની
" ઉન્નતિ થઇ શકતીજ નથી, તેથી ધર્મની આવશ્યકતા તે મુશ્કેલી-
" ઓને નહિ ગણકારતાં તેની પ્રાપ્તિ કરવાને હમેશાં તત્પર રહે છે.
" સત્ય ધર્મ શો, અને શી રીતે પારખવો, એ સંબંધે મારી તપાસ
" દરમ્યાન જુદા જુદા ધર્મના લોકોએ મને પોતાના ધર્મમાં ઘસડી
" લઇ જવાની કોશેષો કીધી. તેઓએ તેમ કરવા માટે મારી સાથે
" ઘણીજ વખાણવા લાયક વર્તન ચલાવી, મારી સાથે વિવેકથી
" વર્તવા અને તેમ કરી મારૂં અંતઃકરણ જીતવાને તેમના તર-
" ફથી જે કોશીષ થતી તે મને બહુજ આનંદ પમાડતી હતી.
" હું સત્ય ધર્મ પારખવાની ખરી કસોટીથી અજાણ હોવાના
" કારણે તેઓ પોતાની ઇચ્છામાં થોડા દહાડા માટે ફાવી જતા
" હતા; પરંતુ તેવી સ્થિતિ વધુ મુદત ટકી શકતી ન હતી. જે જે
" ધર્મવાળાઓએ મને પોતાના ધર્મમાં લઇ જવાની કોશેષો કીધી
" તેમણે પોતાના ધર્મના ખરાપણા વિષે ઘણું ઘણું જણાવ્યું. આવા
" જુદા જુદા ધર્મોના મિત્રોને લઈને હું ઘણાજ વિચિત્ર વિચારોવાળા
" ધર્મનાં ભોપાળાં જોવાને ભાગ્યશાળી થયો; તોપણ સત્ય ધર્મ મેળ-
" વવાના કામમાં મારી મુજવણનો પાર રહ્યો નહિં. ખરેખર, દુનિ-
" યામાં ઘણા ઢોંગી ધર્મગુરૂઓએ પોતાના સ્વાર્થ જાળને ધર્મને બહાને

"ટકાવી રાખેલી છે. જો મને ખુદાતાલાએ સત્ય ધર્મ શોધવાના
"કામમાં હિદાયત નહિ કીધી હતે તો હું કદી પણ મારી ઇચ્છામાં ફત્તે-
"હમંદ નીવડતે નહિં.

"હું કેટલીક વાર ધર્મગુરૂઓ સાથે ધાર્મિક સિદ્ધાંતોમાં મને જે
"જે શંકાઓ હતી તે તે જાહેર કરતો ત્યારે તેઓ આંટી ગુંટીવાળી
"ચુકતીઓથી પોતાનો કક્કો ખરો કરવાને અને તેમ કરી પોતાના
"ધર્મનો કલમો પઢાવવાની કોશેશ કરતા. મારા વતનમાં વસ્તા
"એક બે સુન્ની મુલ્લાંઓએ તો તેવા પ્રશ્નો કરવાની બિલકુલ મનાઇ
"કીધી. હવે જ્યારે મારા મનનું સમાધાન નહિં થાય ત્યાં સુધી
"અમુક વાત જબરાઇથી કેમ કબુલ થઇ શકે એ મુજવણમાં હું
"પડયો. આવી સ્થિતિમાં વારંવાર શોધક જીગનાસાઓને દબાવી
"દેવી પડતી."

"ઘણા ધર્મમાં અનેક જાતના ગોટાળા અને ભોપાળાં જોયાં.
"હવે સત્ય ધર્મ કેવી રીતે શોધી કાઢવો તેના વિચારમાં રાત્રી દિવસ
"મશગુલ થયો. છેવટે જગતકર્તાએ મને અશકત જોઇ મારી સહા-
"યતા કીધી અને નીર્ણય પર આવ્યો કે ખુદાતાલાએ (મને)
"જે બુદ્ધિ આપી છે તે કાંઇ જરૂર માટેજ આપી હશે એમ ધારી
"તેનાથીજ કામ લેવા માંડયું, અને અનેક ધર્મોનાં પુસ્તકોને અક્ક-
"લની કસોટીથી પારખવા લાગ્યો."

"જુદા જુદા ધર્મના પુસ્તકો અને જલસાઓ જોવા તથા
"સાંભળવાથી જણાયું કે લોકો સત્ય ધર્મ શોધવામાં ભુલ થાપ
"ખાઇ ખોટે રસ્તે દોરાઇ ગયા છે......ખુદાતાલાને મારી હીદાયત
"મંજુર હતી, તેથી આવા સમયમાં મને એક ઇસનાઅસરી
"ઈસલામ મુજતેહદની સેવામાં હાજર થવાનો પ્રસંગ મળ્યો.
"મેં મારી સઘળી હકીકતો જણાવી. મારા વતનના મુલ્લાંઓની

"વાત કીધી. મુજતેહદે ભાર આપીને જણાવ્યું કે ઇસનાઅસરી
"મજહબ તેવા પ્રશ્નો કરવાની અને દરેક પ્રશ્નોના જવાબ આપવાની
"રજા આપે છે. જેઓએ તમોને આવા પ્રશ્નો નહિ કરવાની વાત
"જણાવી છે તેઓ ખરેખરા મુલ્લાંઓ નથી......

*"ઇસનાઅસરી મઝહબ એ ઇસલામનો એક શુદ્ધ સ્વરૂપમાં
"રહેલો ફીરકો છે. તેનાં વચનો એ ઇસલામનાંજ વચનો છે, પણ
"ઇસલામના બીજા ફીરકાઓ કરતાં તેના અકાયદો ઘણાજ સંગીન
"અને જગતને અનુસરતા છે. અને એકંદર એક સત્ય ધર્મ તરીકે
"હોવાની જે જે દલીલો જોઇએ તે તેમાં છે અને મેં તેથીજ તેને
"ગ્રહણ કીધો છે.

"જયારે આજકાલ ઘણા લોકો સત્ય ધર્મ શોધવાની ખાહેશ
"ધરાવે છે અને ધર્મની ખરી કસોટી શોધવાની કોશેશ કરે છે તેવા
"સત્ય ધર્મના શોધક મુસાફરો તેમજ મારા હમદીન ઇસનાઅસરી
"ભાઇઓને, મારા વિચારના થોડા ફકરાઓ ઉપયોગી થઇ પડશે
"એમ ધારી મેં આ ઇસલામી લઘુ ગ્રંથ લખી છપાવવા પ્રયત્ન
"કીધો છે આ પૃષ્ટોના લખાણમાં નોવેલની પેઠે કલપીત અને
"સહરાગત ભરેલ બાબતોનો રંગ ચડેલો નથી, પરંતુ આ લોક
"**તથા પરલોકની ઉન્નતિ મેળવવા માટેના અમૃતમય પાઠો છે.**

---

* (કુરાને શરીફ સુ. હોજેરાત આ. ૧૬)

"કહો, શું તમે ખુદાને તમારા ધર્મ વિષે ખબર આપો છો? (તમે સાચા મોમેન છો એવું કહેવાથી અને જુઠી રીતે સોગંદ ખાવાથી ખુદાને છેતરવાનો તમારો ઇરાદો છે?) અને ખુદા તે જાણે છે, કે જે આકાશોમાં અને જે પૃથ્વીમાં છે, અને સર્વ ચીઝ જાણે છે."

"હે મોમેનો, એક કોમે બીજી કોમની મશ્કરી કરવી જોઇએ નહિ. કદાચ તેઓ તેઓના કરતાં વધારે સારા હોય." **કુરાને શરીફ સુ. હોજેરાત. આ. ૧૧.**

"અને તે બુદ્ધિપૂર્વક સત્ય ધર્મ શોધનારાઓ માટે એક અતી "ઉપયોગી શાળા છે."

વાંચકો, મી. કાબા કૃત 'ઇસનાઅસરી મઝહબની ખુબી', એ નામના પુસ્તકની પ્રસ્તાવના વાંચી ગયા છે, હવે તેનો સાર શું નીકળે છે તેનું અવલોકન કરીએ. મી. કાબા લખે છે કે, "સત્ય ધર્મ શો અને શી રીતે પારખવો એ સંબંધી મારી તપાસ દરમિયાન" મી. કાબા ધર્મની શોધમાં પડેલા છે તે તેમનું ઉપરનું લખાણ સિદ્ધ કરે છે, તેટલા વખત સુધી તેઓ ઇસના અસરી મઝહબ પાળવાનો દંભ અને ડોળ દેખાડતા હતા તે મજહબ તેમણે ઇ. સ. ૧૯૧૦ માં અખ્તિયાર કરેલો હોય એમ તેમનું લખાણ પુરવાર કરે છે. કારણ કે, ઇ. સ. ૧૯૧૦ માં મજકુર પુસ્તક લખી પ્રગટ કરેલું છે ત્યાં સુધી તેઓ જુદા જુદા ધર્મો અખ્તિયાર કરતા હતા. અથવા એમ પણ કહી શકાય કે તેઓ ત્યાં સુધી નાસ્તિક અથવા ધર્મભ્રષ્ટ હતા, તે તેમનાં વાકયોથી સિદ્ધ થાય છે કે "હું સત્ય ધર્મ પારખવાની ખરી કસોટીથી અજાણ હોવાનાં કારણે તેઓ પોતાની ઇચ્છામાં થોડા દહાડા માટે ફાવી જતા હતા." મી૦ કાબા જૂદા જૂદા ધર્મો અખ્તિયાર કરતા હતા, તે તેમનાં વચનો સિદ્ધ કરે છે. છતાં મી૦ કાબા પોતાની વલણ બદલી અજ્ઞાની લોકોને એમ થાપ આપે છે કે, "જૂદા જૂદા લોકોએ મને પોતાના ધર્મોમાં ઘસડી લઇ જવાની કોશીશ કીધી" જુઓ લેખકના લેખનો સાર ખુલ્લો છે અને વળી કબુલ કરે છે કે "સત્ય ધર્મ શો અને શી રીતે પારખવો તે સંબંધી મારી તપાસ દરમિયાન," તે બીજા ધર્મો અખ્તિયાર કરતો હતો. ત્યારે જે જે ધર્મમાં તે વટલાતો હતો તે ધર્મના લોકો તેની સાથે સારી રીતે વિવેકથી વર્તતા હતા.

મી૦ કાબા ચોર કોટવાલને દંડે તેવો ઘાટ લાવી ઉલટા જે ધર્મમાં વટલતા તે ધર્મના લોકો ઉપર તોહમત મૂકે છે કે જૂદા જૂદા ધર્મના

" લોકોએ મને પોતાના ધર્મમાં ઘસડી લઇ જવાની કોશેશો કીધી.
" તેઓએ તેમ કરવા માટે મારી સાથે ઘણીજ વખાણવા લાયક વર્તન
" ચલાવી મારી સાથે વિવેકથી વર્તવા અને તેમ કરી મારૂં અંતઃ-
" કરણ જીતવાને તેમના તરફથી જે કોશેશો થતી તે મને બહુજ
" આનંદ પમાડતી હતી."

મી૦ કાબા આ લખાણથી આવું અભીમાન ધરાવે છે કે જ્યારે મી૦ કાબા તે ધર્મમાં હોય અથવા તેમના ધર્મમાં રહે ત્યારે તે ધર્મ વખાણવા લાયક! અને સારો કહેવાય એવું અભી-માન ભરેલું લખાણ કરી પોતે મહાન વિદ્વાન કોઇ કોમનો આગેવાન અથવા કોઇ પ્રજાનો રાજા અથવા એવો કોઇ મહાત્મા પુરૂષ હોય તેવો ડોળ ઘાલી લોકોને બતાવે છે કે જેથી હજારો લાખો માણસો કાબા જે ધર્મમાં વટલે તે ધર્મ અખ્તિયાર કરી મોટો ઝુંડો ઉભો કરી શકે, અને જે ધર્મમાંથી તે નીકળી જાય તે ધર્મનાં માણસો પણ નવો સ્વીકારેલો ધર્મ મૂકી દેય. આવાં વાકયોથી કાબા પોતાની મોટાઇ દર્શાવવા પ્રયત્ન કરે છે. હવે છેલ્લે કાબાએ ઇસના-અસરી ધર્મ અખ્તિયાર કરેલો છે, તેથી શું ઇસનાઅસરી ધર્મને પુષ્ટિ મળેલી છે? અને ખોજામાંથી વટલેલાનો દારોમદાર કાબા ઉપર લટ-કેલો છે?

મી૦ કાબાનાં આવા ભેદભરેલાં વાકયો ખોજામાંથી વટલેલા ઇસનાઅસરીઓ નથી સમજી શકયા તેના માટે ખરેખર અફસોસ થાય છે. જો કે નવા વટલીને થયેલા ઇસનાઅસરીઓ ખરેખર બાહોશ કોમનો એક ભાગ છે, તે લોકોએ પોતાનો ધર્મ બદલેલો છે તેથી આવાં ભેદભરેલાં મી૦ કાબાનાં વચનો સમજવાની તેમની શક્તિ જતી રહી નથી. છતાં આલમનો ડોળ ઘાલી સર્વ મોટાઇ મી૦ કાબા ભૂલ-ભૂલામણીમાં નાંખી મેળવે છે.

મી૰ ઠાબા પોતાની ભવિષ્યની કોમ માટે આવું મૂકી જાય છે કે જેમ નવા હિન્દુ ધર્મના અધ્યક્ષ દયાનંદ સરસ્વતી મૂકી ગયા છે. તેમના શિષ્યો સમાજીઓ કે જેઓ ઢેડા, ભંગી, ચમાર, નાડીયા વગેરેને બ્રાહ્મણ બનાવી રહ્યા છે. તે સમાજનું નામ 'આર્ય સમાજ' આપેલું છે. તે ધર્મના નવા શિષ્યો પોતાના સ્વામી તરીકે દયાનંદને કબુલ કરે છે અને તે નવા ધર્મના સ્થાપક દયાનંદ છે. તેમ ખોજામાંથી નવા વટલીને થયેલા ઇસનાઅસરી ધર્મના અધ્યક્ષ મી૰ ઠાબા હતા એવું ભવિષ્યમાં કહેવાય એવી તેમની ઇચ્છા છે, તેથી પોતાની મતલબનો ઘણી અર્થ સૂચક રીતે પાર પાડવાનો ભેદ તેમણે દાબી રાખ્યો છે.

મી. ઠાબાની આ ભૂલભૂલામણી તેમના લોકો સમજી શકતા નથી, પણ ભવિષ્યમાં તો તેમનાં લખાણો એમજ સિદ્ધ કરશે.

મી ઠાબાએ તીર આબાદ તાકીને મારેલું છે. તેમના લોકો પાછળથી ભુંસાડવા માંગશે તો તે કદી ભુંસાડી શકાશે નહિ. તેનું કારણ એ કે તેમણે પોતાનું સર્વોપરીપણું એક ધાર્મિક પુસ્તકમાં ટાંકી દીધું છે.

"મારા ઇસનાઅસરી ભાઇઓને આ લોક તથા પરલોકની "ઉન્નતિ મેળવવા માટે આ અમૃતમય પાઠો છે."

વાંચનારે જોઇ લીધું છે કે મી. ઠાબા ધર્મભ્રષ્ટ અથવા નાસ્તિક પણ થયા હતા તે તેમના બોલો સિદ્ધ કરે છે કે "પોતાના ધર્મનો કલમો પઢાવવાની કોશેશ કરતા." ઈસ્લામ ધર્મનો જાહેરમાં એકજ કલમો છે. "લા ઇલ્લાહા ઇલ્લલા મહમદન રસુલીલ્લા" તે ઈસલામના સર્વે ફીરકાઓ જાહેરાતમાં પઢે છે. ત્યારે મી. ઠાબા કહે છે કે જૂદા જૂદા ધર્મના લોકો પોતાનો કલમો પઢાવવાની કોશેશ કરતા. એ ઉપરથી મી. ઠાબા કેટલીક વખત ઇસ્લામમાંથી પણ વિમૂખ થયા

હોય એમ સિદ્ધ થાય છે. નહિ તો મી૦ કાબા એમ લખતે નહિ કે "જૂદા જૂદા લોકો પોતાનો કલમો પઢાવતા."

મી૦ કાબાએ દુનિયા પરના તમામ ધર્મોને વગોવેલા છે, પણ જે પુસ્તકની પ્રસ્તાવના ઉપર અમો વિવેચન કરીએ છીએ તેમાં માત્ર સુન્નત મઝહબના ઉપર ટીકા કરેલી છે જેથી અમો બીજા ધર્મના ઉપર તેમની કરેલી ટીકાઓ આ ઠેકાણે તેનું લખાણ લઇ કરી શકતા નથી. મી૦ કાબા મજકુર પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે કે "મારા વતનમાં વસ્તા એક બે સુન્ની મુલ્લાંઓએ તો તેવા પ્રશ્નો કરવાની બિલકુલ મનાઈ કીધી! અને જ્યારે ઇસનાઅસરી મુજતેહદની મુલાકાત કીધી ત્યારે તે મુજતેહદે કહ્યું કે, *"તેઓ ખરા મુલ્લાં નથી."

મી. કાબા પરબારા ને પોણાબાર કરવામાં ઘણા હોશિયાર છે. ઉપલાં વાક્યોને માટે મી. કાબા કહે છે કે ઇસનાઅસરીઓ સુન્નત જમાતના માટે આવા હલકા વિચાર ધરાવે છે, પણ અમારી ધારણા પ્રમાણે મી૦ કાબાની નફસાની ખાસ્યત તો જે હસદ નિંદા અને કીનો છે, તે હોવી જોઇએ. મી૦ કાબાની આકાંક્ષાઓ જેમ અમો સમજી ગયા છીએ અને જાહેર પ્રજા સામે તેમના મનના વિચારોનું પ્રથક્કરણ કરી બતાવેલું છે તેવી રીતે બીજાઓ પણ મી૦ કાબાના નફસી મનના વિચારો હવે સમજી ગયા હશે.

---

* જૂઓ નિંદા માટે કુરાને શરીફમાં શું ફરમાન છે: "હે મોમેનો, તમે ઘણીખરી દુષ્ટ કલ્પનાઓથી અલગ રહો. ખરેખર કેટલીક કલ્પના પાપ છે, અને તમે (માણસોના કામ વિષે) તપાસ કરો નહિ, અને તેમજ તમારામાં એક બીજાની નિંદા કરવી જોઇએ નહિ, શું તમારામાંનો કોઇ એવું ઇચ્છે છે કે તે પોતાના મુએલા ભાઇનું માંસ ખાય? માટે તમે તે કામ ધિક્કારો અને ખુદાનો ડર રાખો. ખરેખર ખુદા પશ્ચાતાપ સ્વીકારનાર અને દયાળુ છે."

**કુરાને શરીફ સુ. હોજોરાત. આ. ૧૨.**

મી. કાબાએ પોતાનાં પુસ્તક 'ઇસનાઅસરી મઝહબની ખૂબી-
ઓ'ના પાને બસે ને બારથી નીચે મુજબ લખાણ શરૂ કરેલ છે કે,
*તબર્રાની ખુબીઓ "ઇસનાઅસરી મઝહબની ૧૦ મી શાખા
"તબર્રાના નામથી ઓળખાય છે. તેની વ્યાખ્યા એવી કરવામાં
"આવે છે કે ચહારદા માઅસુમ અ૦ ના શત્રુઓથી બેઝારી રાખવી,
"દરેક ઇસનાઅસરી ચહારદા માઅસુમ અ૦ ના શત્રુઓ સાથે બેઝારી
"રાખે છે, આ શાખા અનેક ખુબીઓથી ભરપૂર છે......દુર્ગુણો
"અને દુર્ગુણીઓને ધીક્કારવું એ સદ્‌ગુણ કહેવાય છે. તેવા દુષ્ટ
"લોકો પ્રત્યે બેઝારી રાખવાથી પોતે કબૂલ કરે છે કે તેમનાં કાર્યો
"ઘણાંજ ખરાબ હતાં હું તેને બીલકુલ પસંદ કરતો નથી. આ ઉપ-
"રથી તે તેવાં કાર્યો કરતો નથી તેમજ બીજાઓ કરે તે પણ
"તેને પસંદ નથી, જયારે દુર્ગુણી લોકો જોશે કે બુદ્ધિ-
"શાળી લોકો અમારા કર્ત્તવ્યોને હલકી દૃષ્ટિથી જૂએ છે ત્યારે
"તેને ગેરત ઉત્પન્ન થતાં તે નીતિવાન થઇ જાય છે......

"સૃષ્ટિ ઉપર સ્થાપીત થતા દરેક ધર્મનો કાયદો છે, બલકે
"કુદરતી ખાસીયત છે કે, જયાં સુધી તે પર ધર્મવાળાની ખરાબીઓને
"અંતઃકરણપૂર્વક માન્ય કરી ન લે ત્યાં સુધી તે પોતાના ધર્મમાં
"ચુસ્ત ગણાઇ શકશે નહિ. **ભલે તેની માન્યતા તેની બુદ્ધિની**
"**કોતાઈ યા તાઅસ્સુબનું પરિણામ હોય.** યાહૂદી જયાં સુધી ઇસાઇ
"**ધર્મ**ની ખરાબીઓનો, ઇસાઇ જયાં સુધી ઇસ્લામની ખરાબીઓનો,
"ઇસ્લામીઓ જયાં સુધી અન્ય ધર્મનાં ખરાબીઓનો અકીદો ન રાખે

---

***તબર્રા**—ધિક્કારવું, નફરત કરવું. ખોજામાંથી વટલીને થયેલા ઈસનાઅસરીઓ તમામ દુનિયાના ધર્મોને તથા તમામ ધર્મના સ્થાપકોને પોતાના અંતઃકરણપૂર્વક ધિક્કારી તેમની નિંદા કરે છે તેને પોતે સ્વીકારેલા મઝહબને ખૂબી તરીકે ગણે છે.

" ત્યાં સુધી તે યાહૂદી, ઇસાઇ અને મુસલમાન ગણાઇ શકાશે નહિ.
" આટલા ધર્મપરજ કાંઇ આ વાત અટકી રહેતી નથી. જગતપરના
" એકંદર ધર્મના લોકો જયાં સુધી બીજા ધર્મને ભૂલપર ન સમજી
" લેય ત્યાં સુધી તે પોતાના ધર્મપર ટકી શકતો નથી......શીયા
" જયાં સુધી સુન્નીના અકીદો ભૂલભરેલો ન સમજી લેય ત્યાં સુધી
" તેને શીયાપણાથી શો વાસ્તો? સુન્ની જયાં સુધી શીયાના અકીદામાં
" ખોંચ ન કાઢે ત્યાં સુધી તેને સુન્નીયતથી શું સરોકાર? એવીજ રીતે
" મુકલ્લીદ, ગેરમુકલ્લીદ જયાં સુધી એક બીજા ઉપર પોતાની ફજીલત
" સાબીત ન કરે યા પોતાના અકાયદાની ઉત્તમતાનો સ્વીકાર ન કરે
" ત્યાં સુધી તે પોતાના મતપર કેવી રીતે કાયમ રહી શકે છે?

" એ તો આપણે જોઇ લીધું છે કે દરેક ટોળું પોતા વિરૂદ્ધ
" ટોળાથી યા તેમના વિયોગથી અણગમો યા બીજા શબ્દોમાં બેઝારી
" તબર્રા હાંસેલ ન કરે ત્યાં સુધી તે પોતાના મઝહબનો અનુયાયી
" ગણાઇ શકાતો નથી."

ધન્ય છે મી. કાબા તમારી વિદ્વતાને! શું કરવા તમો તમારી નફસાની ખાસીયતો હસદ, નિંદા, અને કીનો જે તમારો મુદ્રાલેખ છે, તે લેખ ઇસનાઅસરી મઝહબનો છે એમ લખી ઇસનાઅસરી મઝહબને વગોવો છો? અરે! આ પેટનો ખાડો પશુ પક્ષી પણ ભરે છે તો શું માણસને તે ખાલેક રોજી નથી આપવાનો? શું ધર્મના નામે પુસ્તકો લખી તેની કમાઇમાંથી તમો પેટ ભરવા માંગો છો? જરા વિચાર કરો. ઇસનાઅસરી મઝહબ પણ ઇસલામનો એક ફીરકો છે. તમો તેને નિંદો નહિ. આવા તમારા નફસાની વિચારો કોઇ પણ ધર્મમાં હોઇ શકેજ નહિ. ત્યારે શું ખોજામાંથી વટલેલા નવા ઇસ-નાઅસરીઓના ધર્મના આવા અધમ વિચારો છે? તમોએ જે મઝહબ

અખ્તિયાર કર્યો છે તે મઝહબની ખૂબીઓમાં લખ્યું છે અને તેના સામે તમારી જમાતના લોકોએ આજે સાત વરસ થયાં ચૂપ બેસી તે પુસ્તકને ધાર્મિક પુસ્તક તરીકે સ્વીકાર્યું છે, એટલે નવા વટલેલા ઇસનાઅસરીઓનો તમોએ લખ્યો છે એ અકીદો હોય તો કહી શકાય નહિ !

મી૦ કાબાનું લખાણ આપણે વાંચી ગયા છીએ છતાં વાંચનારના ધ્યાનમાં રહે માટે તેમના ફકરા નીચે ટાંકી લીધા છે. હવે તેનું પ્રથકકરણ કરી તપાસીશું. મી૦ કાબા કહે છે કે "દુર્ગુણો અને દુર્ગુણીઓને ધિક્કારવું એ સદ્‌ગુણ છે." "સૃષ્ટિપર સ્થાપીત થતા દરેક ધર્મનો કાયદો છે બલકે કુદરતી ખાસીયત છે." 'ભલે તેની માન્યતા તેની બુદ્ધિની કોતાહી યા *તાઅસુબનું પરિણામ હોય.' "તબર્રા હાંસલ ન કરે ત્યાં સુધી તે પોતાના મઝહબનો અનુયાયી ગણાઇ શકાતો નથી."

મી. કાબાનો મુદ્દાલેખ હસદ, નિંદા અને કીનો છે, તે સમજુ વાંચનારાઓ જોઈ ગયા છે. તેમના અધમ વિચારોથી અમારી કલમ ધ્રૂજે છે. જો કદાચ તેમણે ખોજામાંથી નવા વટલેલા ઇસનાઅસરીઓના ઉપર વાંચી ગયા તે અકીદો છે એમ મી. કાબા લખતે તો અમો વાંચનાર પર તેનો હવાલો સોંપતે. મી. કાબાએ પોતાના મોઢાંની દુર્ગંધ દુનિયાના તમામ ધર્મો તરફ નાંખી દુનિયા પરના તમામ ધર્મ સ્થાપકોને વગોવ્યા છે. તેટલાથીજ નહિ અકટતાં ખુદા વિષે પણ જુઠાણું ઘડી કાઢયું છે! (આઉઝો બીલ્લા) જેથી અમારી ફરજ છે કે, તેમના હવસી મનના થોડા પણ વિચારો ઉઘાડા પાડવા. મી. કાબા લખે છે કે, "સૃષ્ટિપર સ્થાપીત થતા દરેક ધર્મનો કાયદો છે બલકે કુદરતી

---

*તાઆસ્સુબ—દાવપેચ રમવો—કીનો લેવો.

"ખાસીયત છે કે બીજા ધર્મોને અંતઃકરણપૂર્વક ખરાબ કહેવા. તેના
"સિદ્ધાંતમાં મી૦ કાબા આગળ લખે છે કે યાહૂદી જ્યાં સુધી ઇસાઇ
"ધર્મની ખરાબીઓનો, ઇસાઇ જ્યાં સુધી ઇસ્લામની ખરાબીઓનો,
"ઇસ્લામીઓ જ્યાં સુધી અન્ય ધર્મની ખરાબીઓનો અકીદો ન રાખે
"ત્યાં સુધી યાહૂદી ઇસાઇ, અને મુસલમાન ગણાઇ શકાશે નહિં."

વાહ! કેવું સુંદર તોહમત! કાબાજીનાં પ્રપુલ્લિત ભેજાંની કેવી મહાન્ શોધ!! ખુદાની ઇચ્છા તેમજ રસુલોની ઇચ્છાઓ પણ કાબાજીએ શોધી કાઢી છે. મી૦ કાબા તમો સત્ય ધર્મની શોધમાં પડયા ત્યારે ખુદાઇ કારખાનાંના ભેદો પણ તમોને મળ્યા. એ ભેદો તમોએ તમારા વખાણવાવાળાઓ પાસે રજુ કર્યા તેના બદલામાં માન પાન પણ મળ્યા હશે. અમો પણ અમારા વાંચનારાઓને કહીએ છીએ કે એવો કોઇ દુનિયામાં માઇનો પુત છે કે......!!

અમો કાબાજીને પૂછીએ છીએ કે હજરત રસુલે ખુદા સ૦ એ કયા ધર્મોને ધિક્કારેલા છે? કયા ધર્મોના સ્થાપકોને ખોટા કહેલ છે? તેમાંના એકનું નામ તો લખવું હતું? બલકે હજરત રસુલે ખુદા સ૦ દરેક ધર્મને સારા અને સાચા કહેલા છે તેમના સ્થાપકોને પેગંબરો કહેલા છે અને તે પેગંબરો ખુદાના મોકલેલા સાચા હતા અને સાચા રસ્તાપર લોકોને ચલાવતા હતા, ને ખુદાના હુકમથી ખુદાના કલામ સંભળાવતા હતા. કલામે રબ્બાની, જે આસમાની કિતાબ છે, જેને કલામે શરીફ કુરઆનના નામથી ઓળખવામાં આવે છે કે તેમાં સાફ ચોખું લખેલું છે કેઃ—

કુરાને શરીફ સુરે સીજદા. આ. ૪૩.

"તને તે સિવાય કાંઇ કહેવામાં આવ્યું નથી, કે જે પયગમ્બરોને
"ત્હારી અગાઉ કહેવામાં આવ્યું છે. ખરેખર તારો પરવરદેગાર
"માફીનો ધણી (અને) દુખદાયક શિક્ષા કરનાર છે."

ત્યારે તમો મી. કાબા, શું સમજીને લખ્યું છે કે "સૃષ્ટીપર સ્થાપીત થતા દરેક ધર્મનો કાયદો છે, કે ઇસ્લામીઓ અન્ય ધર્મની ખરાબીઓનો અકીદો ન રાખે ત્યાં સુધી મુસલમાન ગણાઇ શકાશે નહિ."

આજે પણ ખરા ઇસ્લામીઓ એક લાખ ચોવીસ હજાર પયગમ્બરને બરહક માને છે. તે ખુદાના મોકલેલા રસુલો હતા. તે વખતે તેમણે જે જે ધર્મ સ્થાપ્યા હતા તે સર્વે સાચા હતા. જો કદાચ કોઇ ઇસ્લામીઓ આગલા પયગમ્બરોને ખોટા માને તો તે કદી પણ હજરત રસુલે ખુદાને માનવાવાળાઓ રહી શકેજ નહિ.

હજરત રસુલ સ૦ ને માનવાવાળા જો આગલા ધર્મસ્થાપકોને ખોટા કહે તો પછી ખુદાના કલામ પણ ખોટા ઠરે. મી૦ કાબા, તમો શું સમજીને એમ કહો છો કે "બલકે કુદરતી ખાસીયત છે." આ વાકયોથી તમોએ તમારી કોમના માણસોને શું સમજાવ્યા ? અને જે લોકો મી૦ કાબા તમારાં વચનોને ફૂલોથી વધાવે છે તેઓ આ વાકયોથી શું સમજ્યા? હસદ, નિંદા અને કીનો–તે સિવાય બીજું કાંઇ નહિ.

મી૦ કાબા, તમો લખો છો કે "બલકે કુદરતી ખાસીયત છે" શું તમોએ આ જુઠાણું ખુદા સામે જોડી નથી કાઢયું? કુદરત કોની ? ખુદાની. ત્યારે શું ખુદાએ પોતાના મોકલેલા પયગમ્બરોમાં તમોએ લખ્યું તેવી ખાસીયત મૂકી હતી ? મી. કાબા તમો લખતાં ભૂલી ગયા. તમોને એમ લખવું જોઇતું હતું કે સૃષ્ટી પર સ્થાપીત થતા આર્ય સમાજીઓનો કાયદો છે બલ્કે આ નવા પંથના સ્થાપક દયાનંદની નફસાની ખાસીયત છે કે દુનિયા પરના તમામ ધર્મને અંતઃકરણપૂર્વક ધિક્કારવા. આ વાકયો અલબત્તા તમારી માન્યતાને બંધબેસ્તા છે. અમો ધારીએ છીએ કે તમો દયાનંદના પૂજારી હોવા જોઇએ. નહિ, નહિ; તોબા

કરો ખુદા ગફુર રહીમ છે. તેના ઘરથી કોઇ નાઉમેદ થયો નથી. તેના બન્ને હાથો ખુલ્લા છે.

જુઓ સુરે બની ઇસરાઇલ. આ. ૭૨.

"જે આ દુનિયામાંજ આંધળો છે, તે આખરતમાં પણ આંધળોજ
"રહેશે તે રસ્તામાં ભટકતોજ રહેશે."

સુરે બકર. આ. ૧૬૦

"પણ જેઓ પશ્ચાતાપ કરે છે અને પાછા સુધરી જાય છે અને
"(હક) વર્ણન કરે છે, તેઓનો પશ્ચાતાપ હું કબૂલ કરીશ. ખરેખર, હું
"પશ્ચાતાપ કબૂલ કરનાર અને દયાળુ છું."

હસદ એ એવી આગ છે કે તેની બરોબરની કોઇ આગ નથી. તેણે ઘરોનાં ઘરો—શહેનશાહતની શહેનશાહતો—ગામોનાં ગામોને પોતાની આગથી બાળીને ભસ્મ કરી નાંખ્યાં છે. તે એવી આગ છે કે જોવામાં ઘણીજ મુલાઇમ અને ખુબસુરત તેમજ નાજુક દેખાય છે, પણ બાળવામાં તેનો મુકાબલો દુનિયાની કોઇ આગ કરી શકતી નથી. વિજળી તીક્ષણ આગ છે, છતાં તે પોતાના સપાટામાં આવતાં તેટલીજ જગ્યાનો નાશ કરી શકે છે, આજુબાજુને નુકસાન કરી શકતી નથી; પણ કીનાખોરની સળગાવેલી હસદની આગ કયામત સુધી લોકોને બાળી ભસ્મ કરતી રહેશે.

વાંચનાર પૂછશે કે, હસદખોર તો મરી જશે એટલે આગ લગાડવા કયાં આવશે, અને કેવી રીતે તે કયામત સુધી પજળતી રહેશે? હા, તેનાં કર્ત્તવ્યો જે તે ખોટે ખોટું પોતાનો કીનો લેવા મૂકી ગયો છે તેના ઉપર વાદવિવાદ લોકો કરશે અને પોતપોતામાં

લડી એક બીજાનો નાશ કરતા રહેશે. હસદખોર ફીનો લેવા સારૂ કેવી રીતે આગ સળગાવે છે તેના માટે જુઓ મી૦ કાબાનાં વચનો, "ભલે તેની માન્યતા તેની બુદ્ધિની કોતાહી યા તાઅસ્સુબનું પરિણામ હોય," આ વાકયોથી વાંચકો સમજ્યા હશે કે હસદની આગ કેવી છે. મી૦ કાબા ન્યાતબહાર થયા પછી તેમને ખોજાઓ તરફ-ઇસમાઇલી ધર્મ તરફ-ઇસમાઇલી ઇમામો તરફ-ઇસમાઇલી પીરો તરફ-હસદ પેદા થયો છે, તેથી અનેક રીતે દુનિયામાં તેમને વગોવવા ધર્મને બહાને પ્રયત્ન આરંભ્યા છે. હિન્દુઓને એમ સમજાવવાની તેઓ કોશીશ કરી રહ્યા છે કે ઇસમાઇલીઓ તમોને યુકિતથી વટલાવી મુસલમાન બનાવે છે.

કુરાને શરીફ સુરે નેસાઅ આ. ૧૬૭.

"ખરેખર, જેઓ કાફર થયા છે, અને જેઓએ ખુદાને રસ્તેથી (માણસોને) અટકાવ્યા છે, તેઓ ખરેખર આડે માર્ગે જઇ લાંબી (મ્હોટી) ભૂલમાં પડયા છે."

ઇસ્લામના બીજા ફીરકાવાળાઓને સમજાવવાનો પ્રયત્ન આરંભ્યોછે કે, ઇસમાઇલીઓ (ખોજા) હિન્દુ શાસ્ત્રો પ્રમાણે ચાલે છે, હિન્દુઓના દેવોને માને છે, એ લોકો ઇસ્લામી નથી. એવી એવી અનેક યુક્તિઓ વાપરી દુનિયામાં હલકા પાડવાની કોશેશો કરે છે. પણ મી. કાબાએ યાદ રાખવું જોઇએ કે સૂર્ય સામે ધૂળ ફેંકવાથી પોતાનાજ મોઢા ઉપર ધૂળ પડે છે.

મી. કાબા પોતે પોતાના માટે સિદ્ધ કરે છે કે, ઇ. સ. ૧૯૧૦ સુધી તેઓ એકથી બીજે અને બીજાથી ત્રીજે એમ અનેક ધર્મો અખ્તિયાર કરી ભટકતા રહ્યા અને ૧૯૧૦ માં તેમણે ઇસનાઅસરી

ફીરકો કબૂલ કર્યો. તે મઝહબની ખૂબીઓનાં ધાર્મિક પુસ્તક તૈયાર કરી પોતાના લોકોને સમજાવ્યું કે, તમારો મઝહબ ક્યારે ટકશે કે જ્યારે તમે આ દુનિયા પરના તમામ ધર્મોને ધિક્કારશો. મી. કાબા પોતાના લોકોને સંબોધીને કહે છે કે, "મારા હમદીન ઇસનાઅસરી "ભાઇઓને મારા વિચારના થોડા ફકરાઓ ઉપયોગી થઇ પડશે એમ "ધારી મેં આ લઘુ ગ્રંથ લખી છપાવવા પ્રયત્ન કીધો છે. આ પૃષ્ટોનાં "લખાણમાં નૉવેલની પેઠે કલ્પીત અને સહરાગત ભરેલી બાબદનો "રંગ ચડેલો નથી; પરંતુ આલોક તથા પરલોકની ઉન્નતિ મેળવા "માટેના અમૃતમય પાઠો છે."

અમો ખુદા પાસે દુઆ ગુજારશું કે, ખુદા મી. કાબાનાં આ વચનો તેમને તથા તેમના સાથીઓને મુબારક કરે.

કુરાને શરીફ સુરે નેસાઅ. આ. ૧૫૦–૧૫૧.

"ખરેખર જેઓ ખુદા અને તેના પયગમ્બરોને માનતા નથી, "અને ઇચ્છે છે કે તેઓ ખુદાને અને પયગમ્બરોની વચ્ચે જુદાઇ રાખે, "અને કહે છે કે અમે કેટલાકને માનીએ છીએ અને કેટલાકને માનતા "નથી અને વળી ઇચ્છે છે કે તેઓ આ બે વચ્ચે કાંઇ રસ્તો લે (૧૫૦) "તેઓજ પૂરેપૂરા કાફર છે. અને અમે કાફરો માટે હલકાઇ પમાડનાર "સઝા તૈયાર કરી છે. ( ૧૫૧ )"

કાબાના આંતરિક વિચારો ઉઘાડા પાડી તેમને વગોવવાનો અમારો હેતુ નથી. તેમના સાથે અમને કોઇ પણ જાતનો અંગત વૈરભાવ નથી. તેઓ પોતાના અસલ ધર્મ શીયા ઇમામી ઇસમાઇલી મુકયા પછી પોતાના ઇમાન ને ગાંધીની દુકાન સમજી અનેક ધર્મોમાં ફરતા રહ્યા છે, તેના સાથે પણ અમોને લેવું દેવું નથી. પણ તેમણે છૂટથી

અમારા અતિ પ્રિય ધર્મ પર હુમલાઓ કીધા ત્યારે અમોને તેમના અંતઃકરણોના વિચારો જાહેર કરવાની ફરજ પડી છે. દરેક માણસ પોતાની માન્યતાને માટે સ્વતંત્ર છે અને તેને જે કાંઇ પસંદ પડે તે કરે તેના વાસ્તે કોઇને પણ કાંઇ બોલવાનો હક્ક નથી. તે પોતાની માન્યતાને માટે જવાબદાર છે. મી૦ કાબાને જે જે ધર્મો પસંદ પડતા ગયા તે તે ધર્મો અખ્તિયાર કરી તે તે ધર્મની ખૂબીઓ લખતે તો અમોને કાંઇ પણ બોલવાનો હક હતો જ નહિ, પણ મી૦ કાબાએ પોતાનો અસલ ધર્મ બદલી પોતાના અસલ ધર્મપર ન છાજતા પ્રહારો કર્યા અને તે હકીકતથી અમે માહિ-તગાર હોવા છતાં ચુપ બેસી રહ્યા હોત તો અમો અસત્યને ટેકો આપવાવાળા છીએ એમ ઠરતે. તેથી ન છૂટકે અમોને બહાર આવવું પડયું છે અને તેમનું ભોપાળું જગતને દેખાડવું પડયું છે. અંગ્રેજીમાં કહેવત છે કે, All well that ends well" "જેનો છેડો સારો તેનું બધું સારૂં" તેવી રીતે છેવટે મી. કાબાએ પોતે લેખીત કબુલાત આપી છે કે તેઓ સત્ય ધર્મની શોધમાં હતા. ઇ. સ. ૧૯૦૧ માં તેમને પોતાના અસલ ધર્મ ઇમામી ઇસમાઇલી ઉપર અભાવ થયો અને દુનિયાને દેખાડવા જાહેરમાં ઇસનાઅસરી ધર્મ અખ્તિયાર કર્યો. પણ તેમની લેખીત કબુલાત પ્રમાણે આપણે ઉપર જોઇ ગયા છીએ કે ઇ. સ. ૧૯૧૦ સુધી તેમને ઇસનાઅસરી ધર્મ ઉપર અકીદો નહિ હતો. અને છેલ્લે ૧૯૧૦ માં તેમને જૂદા જૂદા ધર્મો તપાસતાં ઇસનાઅસરી ધર્મ ઠીક લાગ્યો. પણ છેવટે ઇ. સ. ૧૯૧૬ માં વાંચકોના ધ્યાનમાં છે કે તેમને એટલે મી. કાબાને ઇસનાઅસરી ધર્મ તેમની શોધમાં ઠીક ન જણાતાં તેઓ ઇસમાઇલી ધર્મની નવસારીવાળી પેટા શાખામાં જોડાયા છે. તેથી ઉમેદ છે કે

તેઓ પોતાના ઇમામ તરફ પણ કદાચ પાછા ફરે. મી. કાબાને ખુદા સદ્‌બુદ્ધિ આપે એમ અમે ઇચ્છીએ છીએ.

ઇસમાઇલી ધર્મનો મુદ્રાલેખ છે કે, કોઇને પણ ખરાબ કહેવું નહિ, દુનિયામાં સુલેહ અને શાંતિ પાથરવી, દરેક જીવને પોતાની કરણીનો હિસાબ પોતાના ખાલેકને આપવાનો છે. કયામતના ન્યાયાધીશ આપણે નથી. છેવટે ખુદા પાસે દુઆ માંગીશું કે તું અમોને સીધો રસ્તો દેખાડ અને કુલ દુનિયાના જીવોને અમનો અમાનમાં રાખ.

"લોભથી સદા દૂર રહે, નહિ તો મેળવેલી પ્રતિષ્ઠા ખોશે."

* * *

"ઉપકાર કદી વીસરીશ નહિ, જો આતસનો વરસાદ વરસે."

* * *

"ઠગનાર ઠગાય છે, ઠગાનારો ઠગાતો નથી."

* * *

"ખુદા જે ઇચ્છે, તે કરે છે. માટે તું ધીરજ અને સત્ય જાળવી રાખજે."

વીરજી પ્રેમજી પારપીઆ.

# ગજલ.

[1]ઝાહદા [2]પરહેજ [3]તકવા [4]હકને તુજકો તો દીયા;
મુજકો [5]બહરે [6]બેખુદીમેં ઇશ્કને હૈ ડુબો દીયા. ૧
[7]નાસહા મુજકો નસીહત કર ચુકે બસ ચુપ રહો;
અકલકા [8]દફ્તર શરાબે ઇશ્કસેં મેં ધો દીયા. ૨
[9]માસેવલ્લા દિલસેં અપને દૂર કર બયઠા હું મૈંય;
[10]તુખ્મ ઇશ્ક અલ્લાહકા મૈં દિલમેં અપને [11]બો દીયા. ૩
મૌલવી સાહેબ કીતાબે પઢકે કયા પાયા તુમે?
ઇલ્મ વ્હો સીખો ખુદાને [12]આરફું કો જો દીયા. ૪
ઇલ્મ એક [13]નુકતા હૈ સીખો [14]પીરસેં તુમ ઉસકા ભેદ;
ઇલ્મ [15]ઝાહેર હૈ [16]હીજાબ [17]અકબર યે તુમકો સો દીયા. ૫
[18]લા, હૈ કયા, ઔર કયા હૈ [19]ઇલા ઔર હૈ [20]ઇલલ્લા કયા?
ભેદ ઉસકા [21]ખોલ દો જો ઇલ્મ હકને હો દીયા. ૬
[22]મન અરફ્કે કીતને [23]અરકાં બોલ દો મવલાનાં તુમ;
[24]રાસ્ત [25]ગોઇકા [26]ઇલ્મ અલ્લાહને તુમકો [27]ગો દીયા. ૭

---

૧ ઝાહેદ–ભગત. ૨ પરહેજ–કોઇ ચીજથી બચવું. ૩ તકવા–ડરવું. ૪ હક–ખુદા. ૫ બહર–દરિયા. ૬ બેખુદી–મસ્ત. ૭ નાસહા–નસીહત કરવાવાળા. ૮ દફ્તર–ચોપડા. ૯ માસેવલ્લા–ખુદાની જાત સિવાય. ૧૦ તુખમ–બીજ. ૧૧ બોદીયા–વાવી દીધું. ૧૨ આરફ–ઓળખવાવાળો. ૧૩ નુકતો–મીંડું. ૧૪ પીરસેં ગુરૂથી. ૧૫ ઝાહેર–ખુલ્લો. ૧૬ હીજાબ–પડદો. ૧૭ અકબર–મોટો. ૧૮ લા–નથી. ૧૯ ઇલાહા–ખુદા. ૨૦ ઇલલ્લા–સિવાય ખુદા. ૨૧ ખોલદો–ઉગાડો પાડો. ૨૨ મન અરફ–હદીસ રસુલ સ૦–મન અરફ નફસ હુ ફકત અરફ રબ્બહુ યાને જેણે પોતાને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો. ૨૩ અરકાં–કાયદા. ૨૪ રાસ્ત-સાચ્ચું. ૨૫ ગોઇકા–બોલવાનું. ૨૬ ઇલમ–શિક્ષણ. ૨૭ ગો–બોકે.

ઇલ્મે [૨૮]બાતનકો ન સીખા પીરસેં અય [૨૯]બેનસીબ!
ઇલ્મ ઝાહેરમેં તેં [૩૦]ગાફીલ ઉમ્ર અપની ખોં દીયા. ૮
[૩૧]કંઝકે હર [૩૨]મસઅલે પર ખૂબ [૩૩]ઝઘડા [૩૪]શૌકસે,
[૩૫]ગંઝકો પાયા નહિ ઔર [૩૬]રંજ તેં દિલકો દીયા. ૯
નહોમેંકી અક્કલ સહો ઔર [૩૭]સરફમેં [૩૮]ઇસરાફ [૩૯]ઉમર;
[૪૦]મહો જબતક નહી હુઆ ફીર બનકે મુસફીફ રો દીયા. ૧૦
[૪૧]નહનોઅકબર પઢકે કયું ભૂલા ફીરેં તું [૪૨]દરબદર?
નહનોઅકબર ઐસા હૈ જયું [૪૩]ગુલકે તંઇ ખુશ્બો દીયા. ૧૧
છોડ દે [૪૪]સીરકો દોઇ ઔર દેખ હરજા [૪૫]વજેહ [૪૬]યાર;
હો [૪૭]મીસલ [૪૮]પરવાના [૪૯]આશકમેં [૫૦]નસીહત વ્હો દીયા. ૧૨
અનવરે [૫૧]સરમસ્ત અપને [૫૨]પિયુસેં રંગ ખેલકર;
[૫૩]સરસેં [૫૪]પાતક [૫૫]ખુદકો રંગે [૫૬]મારેફતમે [૫૭]ભીગો દીયા. ૧૩

## સમાપ્ત.

(અનવર.)

---

૨૮ બાતન-છાનું. ૨૯ બેનસીબ-કમનસીબ. ૩૦ ગાફિલ-ભૂલમાં. ૩૧ કંઝ-હદીસે કુદ્દસી-કુંન્તો કંઝન મકફીયન ફ અહબબતો અંય ઉઅરફા ફ ખલ્કતુલ્લ ખલ્ક—યાને ખુદાએ કહ્યું કે હું છુપા ખજાનામાં હતો ત્યાર પછી મેં ચાહ્યું કે હું ઓળખાઉં પછી મેં દુનિયા પયદા કરી. ૩૨ મસઅલે-પ્રશ્નો. ૩૩ ઝઘડા-લડયો. ૩૪ શૌકસે-ખુશીથી. ૩૫ ગંજ-ખજાનો. ૩૬ રંજ-દુઃખ. નહો-એક જાતનું વ્યાકરણ. ૩૭ સર્ફ-ગુમાવ્યું. ૩૮ ઇસરાફ-નકામો ખર્ચ. ૩૯ ઉમ્ર-જીંદગી. ૪૦ મહો-ચાહના. ૪૧ નહનો અકબર-કુરાને શરીફની આયાત છે. નહાનો અકરબો અલેહી મીન બલીલ વરીદ-યાને હું તમારી સુક્ષ્મણાથી પણ નજદીક છું. ૪૨ દરબદર-જગેજગ. ૪૩ ગુલ તંઇ-ફૂલને. ૪૪ સીર્ક-દ્વૈતબુદ્ધિ. ૪૫ વજેહ-ચ્હેરો. ૪૬ યાર-દોસ્ત ૪૭ મીસલ-માફક. ૪૮ પરવાના-પતંગીયું. ૪૯ આશક-મોહિત થવું. ૫૦ નસીહત-શિક્ષણ. ૫૧ સરમસ્ત-ખુદાના ઇશ્કમાં મતવાલો. ૫૨ પીયુ-ધણી. ૫૩ સરસે-માથાથી. ૫૪ પાતક-પગસુધી. ૫૫ ખુદકો-પોતાને. ૫૬ મારેફત-ઇસ્લામની ચોથી સીડી. ૫૧ ભાગો-ભીંજવવું.